expanding and the number of boys in Pattan High School was 566 in 1931 and 482 in Sojitra High School. The total expenditure on high schools including the aid to the private schools in 1931 came to Rs. 5,06,200 while the net expenditure was Rs. 3,76,286.

The success of the secondary education however largely depends upon the existance of trained and qualified teachers Though there is a Male Training College for primary teachers there is no Secondary Teachers' Training College in the State. From 1916 to 1920 an experiment was made in maintaining a training college for secondary teachers. Arrangements were made to train 15 graduate and 15 undergraduate teachers every year. That institution, having turned out a sufficient large number of trained teachers for the secondary schools, was closed in 1920: Government having decided to meet its future requirements by sending small batches of stipendiary teachers to Madras, Bombay and Benares.

As far as the work of inspecting the secondary schools is concerned there is no adequate machinery at present. The Commissioner of Education is burdened with heavy office work, and has no time to inspect carefully all the secondary schools. The district inspectors are meant chiefly for the vernacular schools.

I have not said anything about the higher education for women yet. His Highness has always taken a keen interest in the spread of education among women. In 1885 His Highness published a memorandum on the subject of female education in which he said, "I would particularly emphasise the importance of the education of girls. It is the unremitting watchfulness and conciliatory supervision of intelligent and educated mothers which form powerful factors in giving right tone to infant minds, and

which are the best agents for the eradication of crooked ways. Women regulate the social life of a people and men and women rise or fall together. To fit the girls for their function in our social life, I would give my special attention to the opening of girls' schools."

In 1905 for the first time English classes for the girls were opened in the Female Training College. In 1910 there were 171 girls learning English in these classess; 23 of these belonged to the High School proper, and 148 were in the lower standards. Miss Wilshire was the Principal of the Girls' English School. One girl was sent up for the Matriculation examination and she passed. In 1917 the school got a separate building of its own, and now the school is in charge of Miss Needham, an extremely conscientious and zealous worker. In 1931 there were 652 girls in the school. 13 candidates were sent up for the Matriculation examination in 1931 of which 10 passed. The school is also affiliated to the Karve Womens' University. The school sent up 21 candidates for its entrance examination out of which 8 passed. The total expenditure on the school in 1931 was Rs. 44,000, and net expenditure Rs. 40,237.

For the last seven years the Government has been aiding the Mahila Pathashala, a college affiliated to the Indian Womens' University. The college was started in 1923 owing to a generous donation from Her Highness who has always evinced considerable interest in the cause of female education. This donation however was not continued next year, but the college received a substantial grant from the Government. It started with three students in 1923, and it has to-day on its rolls over 25 students. It is to be hoped the Baroda Government will extend its help to this deserving institution as it is unique in the State.

# કલાભવન અને હુન્નરઉદ્યોગનું શિક્ષણ.

(લેખકઃ-શ્રીયુત ગોકળદાસ મથુરાદાસ શાહ, બી. એ. એલ્‌એલ. બી.)

સમગ્ર હીંદનું ભાવી ઉજ્જવળ કરવા સારૂ અર્વાચીન યુગમાં જે અનેક હાકલો પડી રહી છે તેમાંની અસ્પૃશ્યતાનિવારણ અથવા દલિતવર્ગોદ્ધારની અને ગ્રામોદ્ધારની હાકલો વિશિષ્ટ મહત્ત્વની ગણાય છે. સ્વદેશાભિમાની દેશનેતાઓને હમણાં હમણાં જ સમજાવા લાગ્યું છે કે દલિતોને અપનાવ્યા સિવાય સમાજ છિન્નભિન્ન થઈ જશે અને ખરૂં હીંદ શહેરો કે કસ્બાઓમાં નથી પરંતુ તે હીંદનાં સાત લાખ ગામડામાં છે, તેથી તેમનો ઉદ્ધાર કર્યા વિના હીંદ જેવા વિશાળ વિરાટ સ્વરૂપ રાષ્ટ્રનો ઉદ્ધાર અશક્ય છે. આ મહાન્ સત્યો અનેક અનુભવને અંતે સંપાદન થયાં છે છતાં ઇતિહાસમાં ચિરસ્મરણીય બનાવ તરીકે નોંધવા લાયક એક આવશ્યક વાત એ પણ છે કે આજથી લગભગ પચાસ વર્ષ ઉપર આ જ સત્યો, પ્રખર પુણ્ય અને ઉગ્ર તપશ્ચર્યાના પ્રતાપે, બાર વર્ષની ઉમ્મરે, કેવળ અજ્ઞાત સ્થિતિમાંથી શોભાઇ વીરક્ષેત્ર કે વડોદરા જેવા આઠ હજાર ચોરસ માઇલના વિસ્તારવાળા અને પચીસ લાખની વસ્તીવાળા રાજ્યની ગાદી ઉપર બેસનાર, અઢાર વર્ષની ઉમરે એ મહાન્ રાજ્યની ધુરા આનંદથી પોતાની ડોકમાં મૂકનાર, રાજાની સ્થિતિ અને જવાબદારી સમજનાર, યોગ્ય ગુરુઓની પાસેથી અનુપમ તાલીમ લઇ તૈયાર થનાર, વિદ્યાની અભિરુચિ સેવનાર, પોતાની જ નૈસર્ગિક શક્તિનો ઉપયોગ કરી આંખ ને કાન ખુલ્લાં રાખી પ્રજાની વાસ્તવિક સ્થિતિ સમજનાર, તે સ્થિતિમાં ફેરફાર કરવાની આવશ્યકતા સમજનાર, ગેરસમજ કે રૂઢિથી બધાયેલા ખોટા લોકમતને કુનેહથી ફેરવનાર, અથવા જરૂર પડે તો તેને અવગણનાર, એક મહાન્ અદ્ભુત વ્યક્તિ, અથવા વધારે ખરા શબ્દોમાં બોલીએ તો, વિભૂતિને–શ્રીમંત સરકાર મહારાજા સાહેબને સંપૂર્ણ રીતે પ્રતીત થયાં હતાં એ જ એમની દીર્ઘ દૃષ્ટિનું જ્વલંત દૃષ્ટાંત છે. શિક્ષણ, વાચન, અવલોકન, પર્યટન, સમાગમ, વગેરે અનેક સાધનોને પ્રતાપે તેમને પ્રજાની સ્થિતિનું વાસ્તવિક નિદાન કરતાં ફાવ્યું અને તે નિદાનમાં જણાયેલા મહાન્ વ્યાધિઓનું નિવારણ કરવા તેઓ પોતે જ ચિકિત્સક બની કટિબદ્ધ થયા. આર્થિક દરિદ્રતા, સામાજિક અધોગતિ, રાજકીય પારતંત્ર્ય, ધાર્મિક રૂઢિની શૃંખલા અને એવા એવા અનેક અનર્થોની પરંપરાનો જનક પિતા અજ્ઞાન છે માટે તેના ઉપર જ मूले कुठारः। લગાવવાનો તેમનો નિશ્ચય તેમના ૨૦–૨૨ મા વર્ષમાં થયેલો જણાય છે. લૉર્ડ ડફરીનની સ્વારી વડોદરામાં પધારેલી તે વખતે શ્રીમંત મહારાજા સાહેબે પોતાના ભાષણમાં આ અજ્ઞાનને રાક્ષસની ઉપમા આપી હતી. તેનો ઉચ્છેદ કરવાની

ધગશ તેમને તે વખતથી જ થઇ હતી, તે ખરેખર આ રાજ્યની વસ્તીનું પરમ ભાગ્ય હતું. કારણ કે વિદ્યા, શિક્ષણ, કેળવણી, જ્ઞાનદાન, એ વિષય તરફ સને ૧૮૭૩ સુધી રાજ્ય તરફથી લક્ષ અપાયેલું નહીં હોવાથી પ્રજા અંધકારમાં જ હતી અને પાસેના બ્રિટીશ મુલકની પ્રજા કરતાં લગભગ ૫૦ વર્ષ પછાત હતી. પચાસ વર્ષમાં શા શા ભગીરથ પ્રયત્નો આદરવામાં આવ્યા છે અને વિદ્યાપ્રસાર પાછળ રૂ. ૩૫૦૦૦ પાંત્રીસ હજારથી વધી રૂ. ૩૫,૦૦,૦૦૦ પાંત્રીસ લાખ સુધી ખર્ચ કરવાની શ્રીમંતની તત્પરતા છે એ વાત એટલી બધી સુવિદિત થઇ ગઇ છે કે એનું બારીક વર્ણન કરવાની અપેક્ષા જ નથી.

સને ૧૮૮૫ થી શ્રીમંત મહારાજા સાહેબે પ્રજાના શિક્ષણ તરફ ખાસ લક્ષ આપ્યું હોય એમ દેખાય છે. જો કે, એમની પ્રવૃત્તિ તો અનેક વિધ હતી પરંતુ આ વિષયનો મોહ અને મમતા એમને વિશેષ હતાં. કોઈ તો એમ પણ કહે કે પ્રજાની કેળવણી એ એમની ઘેલછા હતી. એમને એનો અપૂર્વ શોખ હતો કહો, કે એમને એ વિષય તરફ અનિવાર્ય ઉત્કટતા હતી એમ કહો, ગમે તેમ કહો પણ વાત એ હતી કે, અહોરાત્ર પ્રજાની કેળવણી એ જ એમના જીવનનું ધ્યેય બની રહ્યું હતું અને અદ્યાપિ પણ તે જ ધ્યેય તેટલું જ અથવા વધારે બળવત્તર બની રહ્યું છે. પ્રજાની એકેએક વ્યક્તિને શિક્ષણ મળવું જોઇએ અને તે લેવા કોઈ આનાકાની કે વિરોધ કરે તો સખતાઇથી તે તેને આપવું જોઇએ, અર્થાત, અભણ પ્રજા ઉપર પાશવ સત્તાથી રાજ્ય કરવા કરતાં ભણેલી પ્રજા ઉપર પ્રજાની સંમતિથી રાજ્ય કરવામાં જ ખરો પુરુષાર્થ છે એ મહાન્ સિદ્ધાંતનો સ્વીકાર કરનાર શ્રીમંત મહારાજા સાહેબે સને ૧૮૮૫ થી પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણને સુવ્યવસ્થિત પાયા પર ગોઠવી તેની અભિવૃદ્ધિ ક્રમશઃ થાય અને છેવટે તેની ભવ્ય, મોહક, આકર્ષક, રોમાંચક ઇમારત ઉભી થાય એવી તજવીજ કરી જણાય છે. તે જમાનામાં શિક્ષણ લેનાર માત્ર ભદ્ર લોકો જ હતા. શ્રમજીવીઓના શ્રમ ઉપર મુડીથી કે મુત્સદ્દીગીરીથી જીવનારા લોકો જ શિક્ષણ લેતા. આમ વર્ગને એ દિશા તરફ જોવાની ઇચ્છા કે સવગડ પણ ન હતી. માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ લેનારા તેમ જ પ્રાથમિક શિક્ષણ લેનારામાંનો મોટો ભાગ પણ તેમની કેળવણી વિદ્યાપીઠના અભ્યાસક્રમને આધારે ઘડાયેલી હોવાથી પોતાના જ સ્વાર્થમાં ઉપયોગી થઈ પડે એવી, અને સરકારી કે ખાનગી, નાની કે મોટી નોકરી મળી શકે એવી કેળવણીથી જ સંતુષ્ટ થતો. તેથી શિક્ષણ લેવું એ પ્રજાની મુનસરી ઉપર જ રાખવામાં આવશે તો લોક જાગૃત નહીં થાય અને અજ્ઞાનમાં સપડાયેલા લોકો શાણા લોકોનો ખોરાક બનશે, સમાજમાં વિષમતા પ્રવર્તશે અને વધશે, પ્રજાના અનેક વર્ગોનાં હિત પરસ્પર વિરુદ્ધ હશે ત્યાં અજ્ઞ પ્રજા વધારે કચડાશે અને તેમની અને ભદ્ર લોકોની વચ્ચેનુ અંતર વધ્યાં કરશે, તો તેથી ખરાબી થશે, તેથી ગામડાંઓમાં

પણ પ્રાથમિક શિક્ષણ આપવાનો પ્રબંધ તુર્ત વગર વિલંબે ચાલુ થયો, અને છેવટે તે સને ૧૮૯૨ માં ફરજીયાત શિક્ષણ આપવાના અસાધારણ હિંમતભર્યા નિબંધમાં પરિણમ્યો. સમગ્ર પ્રજા ભણશે તો પોતાને અગવડ થશે એ ભીતિથી મુત્સદ્દીઓએ, સત્તાથી નિરંકુશ બની રાજ્ય ચલાવનારા રાજાઓએ, પરદેશીઓએ એમ અનેક પુરુષોએ આ પ્રબંધને વગોવ્યો. તે વગોણું કેવળ સ્વાર્થપ્રેરિત, અનુચિત, અને પાયાવિનાનું હતું પરંતુ જે દૃઢતાથી શ્રીમંત મહારાજા સાહેબે પોતાન નિશ્ચયને વળગી રેહવાનું યોગ્ય ધાર્યું અને પોતે લીધેલા પગલાં તદ્દન વ્યાજબી અને આવશ્યક છે એમ જ્યારે જગતે જોયું અને તેનાં ફળ દૃષ્ટિગોચર થવા લાગ્યાં, સંક્ષેપમાં, જ્યારે બીજાઓએ શ્રીમંત મહારાજા સાહેબની નીતિને વખાણી તેનું અનુકરણ કરવાની યોગ્યતા અને આવશ્યકતા સ્વીકારી ત્યારે પચાસ વર્ષ ઉપર અખત્યાર કરેલી રાજ્યનીતિનાં મુક્તકંઠે વખાણ કરતાં કાંઈ સંકોચ પામે એવો કૃતઘ્ની માણસ પ્રજામાં કોઈપણ હોય જ નહીં.

પ્રાથમિક શિક્ષણ ફરજીયાત કરતાં પહેલાં એક બીજા મહાન્ સત્યની શોધ શ્રીમંતે કરી હતી. સમગ્ર હીંદની માફક વડોદરા રાજ્યની વસ્તી પણ કૃષિને પ્રાધાન્ય આપનારી છે. તે ઉપરાંત હુન્નર, ઉદ્યોગ અને કારીગીરીથી જીવનકલહ શમાવનાર ભાગ પણ પ્રજામાં કાંઈક મોટો છે. માધ્યામિક અને ઉચ્ચ શિક્ષણનો લાભ ફક્ત ઉજળીયાત વર્ગ લે, અને બીજા વર્ગો એક અથવા બીજા કારણથી તેનાથી વંચિત રહે, અને કદાચ તેઓ પ્રાથમિક શિક્ષણ લે તો પણ તેમની સ્થિતિ સુધરે તો નહીં જ. કૃષિ એ ઈશ્વિરાધીન વસ્તુ હોવાથી તેના ઉપર જ અવલંબન કરનારાઓને બીજાં દ્રવ્યોપાર્જનનાં, અથવા કૃષિ વધારે લાભકારક બનાવવાનાં સાધનો ન હોય તો તેઓ નિરાધાર થાય, તેમ જ કારીગરી, હુન્નર, ઉદ્યોગ વગેરે કરનારા લોકોને જો તેમની સ્થિતિનું ભાન ન થાય તો તેઓ પણ કારીગર મટી મજૂર બને તે પરિસ્થિતિ ટાળવા સારૂ તેમને માટે નવીન શિક્ષણ આપવાની યોજના કરવાની આવશ્યકતા શ્રીમંત મહારાજા સાહેબને લાંબા વખત પહેલાં જણાઈ હતી. હીંદના ઇતિહાસનો તાત્ત્વિક દૃષ્ટિથી અભ્યાસ કરનાર વિભૂતિને તો હીંદના કીર્તિકાળનાં વર્ણનો વાંચી હૃદયમાં ખેદ થતો જ હશે કે જે દેશ એક વખત ભૂમંડળમાં સૌથી ઉચ્ચતમ કક્ષામાં હતો, જેનાં હુન્નર, ઉદ્યોગ, કારીગરી, કળા, ઔષધિઓ, વ્યાપાર, સાહસ, તત્ત્વજ્ઞાન, શૂરાતન, જિજ્ઞાસા, શાસ્ત્ર, તથા વિદ્યાપરિશીલનનાં વખાણ પરદેશીઓ કરતા હતા તે દેશમાં કર્મવાદનો કર્દમ જામ્યો છે, પ્રજા નિશ્ચેષ્ટ બની છે, પરદેશી હરીફાઇથી તેના હુન્નર-ઉદ્યોગ નષ્ટપ્રાય સ્થિતિમાં છે અને તેના ઉપર તેમ જ કૃષિ ઉપર અવલંબન રાખનારા લોક દુર્બળ અવસ્થામાં ભૂખમરાની ધાર ઉપર રહેનારા બની રહ્યા છે તેથી તેનો જો પુનરુદ્ધાર ન થાય તો એકલા મુત્સદ્દી વર્ગની કેળવણીથી લાભ

થવાને બદલે વખતે હાનિ પણ થાય એમ તેમને સમજાયેલું હતું. રાજ્યવ્યવસ્થા કરવામાં, વિશેષે કરીને શિક્ષણની બાબતમાં શ્રીમંત મહારાજા સાહેબ એક વાત ધ્યાનમાં રાખતા કે પ્રજાના કલ્યાણ માટે જે વાસ્તવિક લાગે તે એક વાર કરી જોવું તો ખરૂં જ. તે એમ માનતા કે પ્રયોગ સફળ થશે તો તેનો સંપર્ક આખા હીંદને લાગશે. તેમની વિશાળ સ્વદેશાભિમાનની ભાવના આવી હતી. પ્રયોગ નિષ્ફળ થશે તો પોતાને ખર્ચે બીજાને તે માર્ગદર્શક થશે તો પણ સમગ્ર હીંદને પરોક્ષ રીતે લાભ છે એવો તેમનો આશય હતો. પોતે પહેલા હીંદી છે, પછી ગુજરાતી છે અને પછી મરાઠા છે એમ તેમનો નિશ્ચય હતો, અને અનેક પ્રયત્નો કરી, શારીરિક સૌખ્યની પરવા પણ ન કરી, લોકાપવાદને ઠોકરે મારી, સમક્ષ હીંદનું ભાવી ઝળકતું ને બીજા દેશોને આંજી નાંખે એવું બનાવવાની તેમની મહત્ત્વાકાંક્ષા હતી એમ સ્પષ્ટ દેખાય છે.

અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે કાચો માલ ( Raw Material ) પેદા કરનાર કૃષિપ્રધાન દેશને પોતાની ઇતર હાજતો પૂરી પાડવા સારૂ સિદ્ધ પદાર્થો ( Manufactured Goods ) ઉદ્યોગપ્રધાન દેશો પાસેથી લેવા પડે છે. પરિણામ એ આવે છે કે એ વિનિમયમાં કૃષિપ્રધાન દેશોના દ્રવ્યનું કાંઈક અંશે વિનિમય ઉપરાંત શોષણ પણ થાય છે. હુન્નરઉદ્યોગપ્રધાન દેશો પોતાના સિદ્ધ પદાર્થો ભારે કિંમતે વેચે છે. એટલું જ નહીં પણ દિનપ્રતિદિન વૈભવની નવીન અને ચાકચકયવાળી વસ્તુઓ ઉત્પન્ન કરી કૃષિપ્રધાન દેશની વસ્તીને તેની લાલસા ઉત્પન્ન કરે છે અને પોતાનો માલ એવા દેશમાં ખપાવવા પ્રયત્ન કરતાં તે દેશની કૃત્રિમ હાજતો વધારે છે. આનું છેવટે એવું પરિણામ આવે છે કે કૃષિપ્રધાન દેશોને વધારે ને વધારે કાચો માલ વિનિમયમાં આપવો પડે છે તેથી તે દેશની આર્થિક ઉન્નતિ જલદી થતી નથી. માત્ર કાચો માલ તૈયાર કરનારા કૃષિપ્રધાન દેશની વસ્તી બુદ્ધિ, વિચક્ષણતા, અવલોકન, આવડત, વ્યાપારની ગુંચવણી, બજાર, બજારના સોદા, દેશપરદેશના આંતરવ્યવહારની સમજ—આ બધી બાબતોમાં હુન્નરઉદ્યોગપ્રધાન દેશોની વસ્તી કરતાં પણ સ્વાભાવિક રીતે ઉતરતી પંકિતની જ રહે છે. અર્થશાસ્ત્રનું આ ગહન સત્ય શ્રીમંત મહારાજા સાહેબને વખતસર સમજાયેલું હોવું જોઈએ. અને તે ઉપરાંત કેવળ કૃષિ કુદરતનાં તત્ત્વો ઉપર મોટે ભાગે અવલંબતી હોવાથી તેમાં નિશ્ચિતતાનો અંશ ઓછો હોવાથી શ્રીમંત મહારાજ સાહેબને એમ લાગેલું કે વસ્તીના કેટલાક ભાગે હીંદના અને વડોદરાના જુના હુન્નર ઉદ્યોગને પુનરજીવન આપવું, તે ન જ બની શકે એમ હોય તો બીજા નવીન હુન્નર ઉદ્યોગ એ પ્રજાને બતાવવા, આખા જગતમાં ચાલી રહેલી ઉદ્યોગની ધમાલ તરફ લોકોનું લક્ષ ખેંચવું, બીજા દેશોમાં જે સારૂં હોય તેનું તેમની પાસે ગ્રહણ કરાવવું, આપણામાં જે સારૂં હોય તેને ટકાવી રાખવા પ્રયત્ન કરવો,

આપણી કૃષિ અને હુન્નરઉદ્યોગોમાં પણ જે સુધારા વધારા થઈ શકતા હોય તે વસ્તીના લોકો કરી શકે તેટલા સારુ સરકાર ખર્ચે પ્રયોગ કરી બતાવવા. ટૂંકામાં, નવા આદર્શો પ્રજા સમક્ષ મૂકી શકાય એવી તજવીજ કરવાની એમને સ્વાભાવિક રીતે પ્રેરણા થઈ આવી. આ ઉચ્ચ ધ્યેય એકદમ પાર પડે નહીં તેથી ધીમે ધીમે પગલાં ભરવાં ને સૌથી પહેલો આરંભ એક હુન્નરઉદ્યોગની શાળા અર્થાત્ કલાભવન કાઢવું એવો તેમનો નિશ્ચય થયો હોય એમ જણાય છે. મુત્સદ્દી વર્ગના લોકોનાં જે બાળકોમાં પણ કુદરતી વલણ હુન્નરઉદ્યોગ તરફ હોય તે બાળકો પણ નોકરીમાં ભીડ ન કરે અને ખરે માર્ગે દોરાય એવો ગૌણ ઉદ્દેશ પણ આ વિચારસૃષ્ટિમાં ખરો.

ઉપર જણાવ્યા પ્રમાણે નિશ્ચય થયા બાદ સૌથી અગત્યનો પ્રશ્ન ઉકેલવાનો બાકી હતો. તે પ્રશ્ન નાણાં સંબંધીનો હશે એમ સ્વાભાવિક રીતે બધાને લાગે. પરંતુ પ્રજાના શિક્ષણ પાછળ દ્રવ્ય ખરચવામાં સંકોચ નહીં કરવાનો દૃઢ નિશ્ચય કરનાર પુરુષને એ મુસ્કેલી નડવાની ન હતી. પ્રશ્ન એ હતો કે, ઉદ્યોગહુન્નરનું શિક્ષણ કઈ ભાષામાં આપવું પ્રાથમિક શિક્ષણ માતૃભાષામાં અપાયા બાદ ઉચ્ચ અને માધ્યમિક શિક્ષણમાં શિક્ષણના વાહન તરીકે અંગ્રેજી ભાષા જ વાપરવાનો સૌને મોહ હતો. એ ભાષાથી દેશનો ઉત્કર્ષ થશે એમ કેળવાયેલા વર્ગના મોટા ભાગની માન્યતા હતી પણ આ દેશાભિમાની રાજવી આ વિષયમાં દીર્ઘ દૃષ્ટિથી જોઈ શકેલા કે હીંદની તમામ પ્રજા અંગ્રેજી બોલતી લખતી થઈ જાય એ સમય આવવાની આશા રાખવી તે મરીચિકાના જળ જેવી વૃથા છે. અલબત અંગ્રેજી ભાષાની સમૃદ્ધિ અને તેમાં હરહમેશ થતો વધારો, હુન્નરઉદ્યોગના શિક્ષણ માટે ઉપલબ્ધ પારિભાષિક શબ્દોની અંગ્રેજીમાં વિપુલતા હોવા છતાં બીજી બાજુએ વિચાર કરતાં શ્રી. મહારાજા સાહેબને એમ સમજાયેલું હતું કે આમ વર્ગ અંગ્રેજી ભાષાના જ શિક્ષણ પાછળ જીંદગીનાં પાંચ છ વર્ષ વેડફી નાંખે તેના કરતાં તે મુદતનો સદુપયોગ કરવો અને દેશી ભાષાના શબ્દભંડારમાં ન્યૂનતા હોય તો નવીન શબ્દો બનાવીને તે ભાષાને સુસમૃદ્ધ કરી બીજી ભાષાઓની પંક્તિમાં લાવી મૂકવી એ જ શ્રેયસ્કર માર્ગ છે. એટલે તે વખતે એ નિશ્ચય જ થયો કે આ સંસ્થામાં શિક્ષણ આપવાના સાધન તરીકે દેશી ભાષાનો જ ઉપયોગ કરવો અને પોતાની માતૃભાષા મરાઠી હોવા છતાં જે ગુજરાતી પ્રજાના કલ્યાણ માટે પ્રભુએ એમને અમૂલ્ય મોકો આપ્યો હતો તે પ્રજાની જ માતૃભાષા અર્થાત્ ગુજરાતી ભાષા દ્વારા શિક્ષણ આપવું. પોતાની જ માતૃભાષા મરાઠી તરફ એમણે આ વખતે લેશમાત્ર પક્ષપાત બતાવ્યો નથી એ એક અસાધારણ વાત છે. આજે કેટલાંક વર્ષોથી દેશના આગેવાનોને ખાત્રી થતી જાય છે કે બાળકોનાં શિક્ષણનાં સાત વર્ષ માત્ર એક પરદેશી ભાષાનો સાધારણ કાબુ મેળવવામાં જ વ્યતીત થાય છે, માટે શિક્ષણ તો માતૃભાષા દ્વારા જ અપાવું

જોઇએ અને તેને માટે વિદ્યાપીઠમાં પણ થોડે ઘણે અંશે કેટલાક વિષયનું શિક્ષણ દેશી ભાષામાં આપવાની સ્વતંત્રતા અપાઇ છે. એ ઉપરથી જણાશે કે ભાવી પ્રજાના આયુષ્યની બરબાદી અટકાવવાની જે હીમાયત હાલ કેટલાંક વર્ષોથી કરવામાં આવે છે તે જ વાત શ્રીમંત મહારાજા સાહેબને આજથી ચાળીસ વર્ષ ઉપર બરાબર સમજાઈ હતી. પણ જગતના નાયક થઇ શકે એવા પ્રભાવશાલી મહાપુરુષોના ભાગ્યમાં એવું સરજાયેલું હોય છે કે તેમના વિચાર સર્વાંશે ઝીલનારી પ્રજા તે વખતે તૈયાર હોતી નથી, અગર જો મોડા વહેલાં એ પ્રજાને એ જ વિચારનો સ્વીકાર કર્યા વિના છુટકો થતો નથી.

કલાભવન કાઢવાનો નિશ્ચય થયો તો ખરો પણ તેને માટે સંપૂર્ણ યોજના કરવી અને તેને અમલમાં મૂકવી એ વાત કાંઈ નાનીસૂની ન હતી. એને માટે સમર્થ પુરુષની આવશ્યકતા હતી. જે પુરુષ જાતે જ દેશાભિમાની હોય, કર્તવ્યપરાયણ હોય, પોતાના સ્વાર્થને ગૌણ રાખી દેશના હિતને પ્રાધાન્ય આપે એવો હોય, સારૂં ભણેલો ને વિદ્વાન હોય, શ્રીમંતનાં આદર્શ, ધ્યેય અને વિચારપ્રવાહને ગભરાયા વિના ઝીલી શકે એવો હોય તે જ ઇસમથી આ મહાભારત કામ થઇ શકે એમ હતું. કલાભવનની યોજના શરૂઆતથી જ એવા સારા સંજોગોમાં શરુ થવાની જરૂર હતી કે, જેને છેવટે યશ જ મળે કારણ કે આવી સંસ્થા જો માણસોની પસંદગીમાં ચુક પડવાથી યશસ્વી ન નીકળે તો તેની માઠી અસર આખા દેશ ઉપર થાય અને પ્રગતિરૂપી ઘડીયાળનો કાંટો કેટલાં વર્ષ પાછો ખસી જાય. પ્રજાકલ્યાણ માટે કામ કરવા કોઈ રાજા તૈયાર થાય તો તેને મદદ આપવા સારૂ યોગ્ય માણસો તે વખતે મળી આવ્યા વિના રહેતાં નથી. જે પ્રભુએ વડોદરાને માટે શ્રીમંત સરકાર મહારાજા સાહેબને જન્મ આપ્યો હતો તે જ પરમાત્માએ કલાભવનને માટે પણ એક મહાપુરુષ તૈયાર જ રાખ્યો હતો. તે આપણા ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર હતા. સુરતના વતની હોઈ તે મુંબઈ વિશ્વવિદ્યાલયની એમ. એ., બી. એસ. સી. ની પરીક્ષામાં માન સાથે ઉત્તીર્ણ થઈ વડોદરા કાલેજમાં જ રસાયણ શાસ્ત્રના અધ્યાપકનું કામ કરતા હતા. તેમને આ કલાભવનનું કામ આરંભવા સારૂ યોજવામાં આવ્યા અને આ મહત્ત્વની સંસ્થાની શરૂઆત સને ૧૮૯૦ માં થઇ. પ્રો. ગજ્જરનો સંબંધ કલાભવન સાથે સને ૧૮૯૭ સુધી રહ્યો. તેથી પેહલાં સાત વર્ષમાં શું શું કામ થયું તે તરફ આપણે ઉપરિ ઉપરિ દૃષ્ટિપાત કરીશું. આજે આટલે વર્ષે પણ એમ થાય છે કે પ્રો. ગજ્જર યુરોપના દેશો જોવા કે તેમાં શિક્ષણ લેવા ગયા ન હતા છતાં પોતાની નૈસર્ગિક પ્રતિભા બતાવી શકયા હતા, તો તેઓ ખરેખર યુરોપ જઇ આવ્યા હોત તો વડોદરાને તો શું પણ સમગ્ર હીંદને કાંઇક અસાધારણ લાભની પ્રાપ્તિ થાત એટલું જ નહીં પણ જે અસાધારણ સંજોગોને લીધે એમને

વડોદરાનો સંબંધ છોડવો પડ્યો તે સંજોગો ઉભા ન થયા હોત અને તેઓ અહીં વધારે લાંબો વખત રહ્યા હોત તોપણ એ કાંઇ એવું અવનવું પરાક્રમ કરી બતાવત કે તે ચિરસ્મરણીય થયા વિના ન રહેત.

સને ૧૮૯૦ માં પ્રથમ રંગશાળા શરૂ કરવામાં આવી. તે વખતે સિદ્ધાંતોમાં શાસ્ત્રીય પદ્ધતિએ ઉંડા ઉતરી શિક્ષણ આપવા કરતાં પ્રેકટીકલ એટલે તરત વ્યવહારમાં અને બજારમાં ઉપયોગી થઈ પડે એવું શિક્ષણ આપવા તરફ વલણ વધારે હતું. રંગ એ રસાયણનો જ વિષય હોવાથી પ્રો. ગજ્જર તેમાં માર્ગદર્શક અને પ્રમાણભૂત હતા છતાં જર્મનીથી બે ઉસ્તાદ અથવા નિષ્ણાતોને-ડોકટર શુમાખર અને ડોકટર એરહાર્ટને આ કામ માટે ખાસ રોકવામાં આવ્યા હતા વખતે એવો પણ ઉદ્દેશ હોય કે રસાયણના અનેક પ્રયોગો કરતાં કરતાં કાંઈક નવીનશોધ ( Research ) થઈ જાય અને તેને અર્થશાસ્ત્રની દૃષ્ટિએ હીંદને લાભકારક બનાવી શકાય અથવા કોઇ વ્યાપારની કુંચી ( Trade Secret ) આ જર્મન લોકો બતાવે તો તેથી પણ દેશને આર્થિક દૃષ્ટિથી સંગીન લાભ થાય. શરૂઆતનાં ૭ સાત વર્ષોમાં સવડ થતાં ચિત્રશાળા, શિલ્પશાળા, યંત્રશાળા અને છેવટે વણાટ શાળા કાઢવામાં આવી હતી. તે વખતમાં ચાલતી પુરુષશિક્ષણપદ્ધતિપાઠશાળા તેમ જ કૃષિશાળા પણ કલાભવન સાથે જ જોડી દેવામાં આવી હતી. આ બન્ને શાળામાં ભણનાર વિદ્યાર્થીઓને વિજ્ઞાનના શિક્ષણ માટે ઉત્તમ સાધન કલાભવનની પ્રયોગ-શાળામાં સહેલાઇથી મળી શકે, એટલું જ નહીં પણ એ બન્ને શાળામાં શિક્ષણ આપનારા અધ્યાપકો કલાભવનની બીજી અનેક પ્રવૃત્તિઓમાં તરત કામમાં લઇ શકાય એ ઉદ્દેશથી આ બધી શાળાઓ પ્રો. ગજ્જરના હાથ નીચે સોંપવામાં આવી હતી. તે વખતે પ્રિન્સીપલ તરીકે પણ તેમનો પગાર મોટો ન હતો. વિદ્વાન અધ્યાપકો પાસેથી મોટાં મોટાં કામ કરાવી લેવાની તેમની ઇચ્છા હતી. પ્રો. ગજ્જરને જરૂર પૂરતા સંપૂર્ણ અધિકાર આપવામાં આવ્યા હતા, જેથી આ ઉગતી અલૌકિક સંસ્થાને અંગે થનારા ખર્ચ માટે વારંવાર હુજૂરશ્રીને તકલીફ આપવી ન પડે. પ્રો. ગજ્જર પ્રથમ જણાવ્યા પ્રમાણે એક નૈસર્ગિક પ્રતિભાવાન પુરુષ હતા. તેની પ્રતીતિ તેઓ આ રાજ્યમાંથી ગયા પછી પણ તેમણે કરેલી અનેક શાસ્ત્રીય પ્રવૃત્તિઓથી સાબીત થયેલી આખું હીંદ જાણે છે. તેમણે વિદ્વાનો પાસે શ્રીસયાજીજ્ઞાનમંજુષા નામની પુસ્તકમાળા તયાર કરાવી છપાવી, અને તેના જેવી બીજી લઘુજ્ઞાનમંજુષા પણ તૈયાર કરાવેલી જેમાં-ની બધી ચોપડીઓ છાપવામાં આવી નથી. એમનો આશય એવો હતો કે કલાભવનને અંગે જે જે ગ્રંથો જોઇએ તે તે તમામ ગ્રંથો વડોદરામાં જ ગુજરાતી ભાષામાં છેલ્લામાં છેલ્લી ઢબે લખાવી પ્રસિદ્ધ કરવા, કે જેથી બીજી ભાષામાં લખાયેલા ગ્રંથો ઉપર અવલંબન કરવું ન પડે. આ પ્રવૃત્તિને માથે

કળશરૂપ ગ્રંથ તૈયાર કરાવવા સારૂ વળી એક અદ્‌ભુત પ્રવૃત્તિ આદરવામાં આવી હતી. અંગ્રેજી ભાષામાં સંપૂર્ણ ગણાતો કોશ તે વખતે વેબ્સ્ટરની ડીક્ષનેરી નામનો હતો. તે ગ્રંથ મોટો હતો. તેમાં આવતા તમામ શબ્દોનાં હીંદની અનેક ભાષામાં ભાષાંતરો કરાવી તેનો જાણે એક મોટો વિશ્વકોશ તૈયાર કરવો હોય તે જાતની આ પ્રવૃત્તિ હતી અને તે કામનો આરંભ પણ વિદ્‌વાન લોકો પાસે કરાવી દેવામાં આવ્યો હતો. એ ગ્રંથ તૈયાર થયો હોત તો જગતમાં તે એક અદ્‌ભુત વસ્તુ ગણાત. અને હાલમાં શ્રીસયાજીશાસનશબ્દકલ્પતરુ તૈયાર કરાવવામાં જે શ્રમ અને દ્રવ્યનો વ્યય કરવો પડયો છે અને પડે છે તે ન કરવો પડત. એટલું જ નહીં પણ તમામ વિષયોના શબ્દોનું ભાષાંતર તેમાં થવાનું હોવાથી જ્ઞાન માત્રની એવી એક પણ શાખા બાકી ન રહી જાત કે જેને માટે દેશી ભાષામાં શબ્દો ન મળી શકત. જેમ શ્રીસયાજીશાસનશબ્દકલ્પતરુ રાજ્યકારભારને માટે એક આશીર્વાદ સમાન ગ્રંથ નીવડયો છે તે પ્રમાણે જ આ વિશ્વકોશ અખિલ હીંદને ઉપયોગમાં આવત.

શ્રીમંત મહારાજા સાહેબની પ્રેરણાત્મક શકિતને પ્રતાપે પ્રો. ગજ્જરની નૈસર્ગિક શક્તિને અજબ ચેતન મળ્યું હોય એમ દેખાતું. પ્રો. ગજ્જરે એક વિદ્યાપીઠની યોજના પણ કરી હતી. આપણા રાજ્યમાં હાલમાં પાંચ સાત વર્ષથી ગુજરાતને માટે અથવા વડોદરાને માટે સ્વતંત્ર યુનીવર્સીટી એટલે વિદ્યાપીઠ કાઢવાની યોજનાનો ઉહાપોહ ચાલી રહ્યો છે ને સમર્થ અનુભવી વિદ્‌વાનોએ પોતાના વિચારનો મહત્ત્વનો હિસ્સો તેમાં આપ્યો છે, પરંતુ તે સાથે એટલું પણ યાદ રાખવાનું છે કે આજથી ૪૦ વર્ષ ઉપર પ્રો. ગજ્જરે વિદ્યાપીઠની યોજના તૈયાર કરીને આપી હતી અને તેમાં હુન્નરઉદ્યોગને પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું. અલબત, તે વખતે તે યોજના કેટલાકને અશકય અથવા નકામી લાગી હશે પણ એટલું તો કહેવાની હીંમત કદાચ રાખી શકાય કે તે યોજના અમલમાં મૂકાઈ હોત તો હાલ જે ભણેલાઓની બેકારી ચિંતાનો વિષય થઈ પડી છે તેટલે અંશે તે ચિંતાનો વિષય કદાચ ન પણ થઇ પડત.

આ ઉપરાંત રાજ્યમાં જ્યાં જ્યાં જૂના હુન્નર, ઉદ્યોગ ખીલવવાનો સંભવ હતો ત્યાં ત્યાં નાની નાની ઉદ્યોગશાળાઓ કાઢવામાં આવી હતી, પરંતુ લોકલાગણી સરકારી નોકરી તરફ જ વધુ દોરાયેલી હોવાથી અને એવાં જ બીજાં કારણોથી તે શાળાઓ ઇચ્છેલી મર્યાદા સુધી વિકાસ પામી ન શકી અને તેમનો સ્થળાંતર વખતો વખત કરવો પડ્યો.

સારાં કામોમાં હમેશાં વિઘ્નો આવે છે. તે વિઘ્નો કુદરત મનુષ્યની કસોટી કરવા મોકલે છે. સંસ્થા અથવા મનુષ્ય મજબુત હોય તો તે વિઘ્નો દૂર

ફરી સહીસલામત બહાર આવી વધારે દીપે છે અને પછી વધારે ખીલે છે. સને ૧૮૯૬ માં પ્રોફેસર ગજ્જરના સંબંધમાં કઢંગા સંજોગો ઉત્પન્ન થયા. તેમના કામની ખરી કિંમત હુન્નરઉદ્યોગના વિષયો બરાબર નહીં સમજનારાથી સ્વાભાવિક રીતે થઇ શકી નહીં અને એ વધારે વખત પોતાને મળેલા અધિકાર નિરંકુશ રીતે વાપરશે તો રાજ્યનાં નાણાં એમના ભાવી કાર્યક્રમ માટે પુરતાં નહીં થાય એવો અંદેશો ઉત્પન્ન કરનારા સંજોગો ઉભા થયા. પ્રો. ગજ્જરને એ સ્થિતિ અસહ્ય થઇ. એમને એમ જ ભાન થયું કે હવે વડોદરામાં વધારે વખત રહેવાથી પોતાની મહત્ત્વાકાંક્ષા પાર નહીં પડે અને ગેરસમજ વધશે એમ વિચારી સને ૧૮૯૬ માં કલાભવન સાથેનો સંબંધ હમેશ માટે છોડી તેઓ મુંબઇ ગયા.

પ્રો. ગજ્જરના ગયા પછી કલાભવનનું નાવ કેમ ચાલ્યું તે વિષય ઉપર આવતાં પહેલાં એક બીજી બાબત તરફ આપણે નજર કરવી પડશે. ઉત્તમ શિક્ષણ યુરોપના દેશોમાં મળી શકે છે, તેથી ત્યાંથી પરદેશી લોકોને મોટા પગારથી લાવવા કરતાં આ દેશના લોકોને તે દેશોમાં મોકલી ખાસ તાલીમ આપવામાં આવી હોય તો તેઓ પોતાના દેશને માટે થોડે ખર્ચે જ્યારે જોઇએ ત્યારે ઉપયોગમાં આવી શકે એવો નિશ્ચય શ્રીમંત મહારાજા સાહેબનો હતો. જેમ જેમ શ્રીમંત મહારાજા સાહેબની યુરોપાદિ દેશોની યાત્રાઓ વધતી ગઇ તેમ તેમ તેમની ખાત્રી આ બાબતમાં એટલી મજબુત થતી ચાલી કે રાજ્યના કોઈ પણ ખાતામાં પાશ્ચાત્ય દેશોની સંસ્કૃતિના શિક્ષણ વિનાનો માણસ મોટી જવાબદારીની જગા ઉપર ન હોવો જોઇએ અને આજ તો વિલાયત જઇ આવેલા નોકરોની સંખ્યા ગણવા બેસીએ તો હીંદમાં ભાગ્યે જ એવું એક પણ રાજ્ય નીકળશે કે જેમાં પાશ્ચાત્ય શિક્ષણથી વિશેષ સંસ્કારી થયેલા અમલદારો અહીંના જેટલા હશે. અસ્તુ ! રાજ્યકારભારનાં બીજાં ખાતાંની વાત સાથે હાલ આપણે સંબંધ ન હોવાથી કલાભવનને ખાતર કલાભવનને કામમાં આવી શકે એવા કલાભવનના કે બહારના કયા કયા નોકરોને સરકાર તરફથી પૂરા ખર્ચથી કે મદદ આપી વિશેષ સંસ્કારી બનાવવામાં આવ્યા હતા તેમનાં નામ નીચે આપીશું.

૧. રા. મગનલાલ છોટાલાલ દેસાઇને પારિસનું પ્રદર્શન જોવા મોકલવામાં આવ્યા હતા.

૨. રા. મોતીભાઈ ભીખાભાઈ પટેલ ઈજીનીયરીંગ કામ માટે યુરોપ ગયા હતા.

૩. રા. રાવજીભાઈ મોતીભાઇ પટેલ ઈજીનીયરીંગ કામ માટે યુરોપ ગયા હતા.

૪. રા. આર. કે. લુહારને ઘડીયાળની બનાવટ માટે.

૫. રા. એલ. એચ. ખરાદીને ફરનીચર, લાકડીસામાન માટે.
૬. રા. આર. જે. બુધવારકરને ચિત્રકામ માટે.
૭. રા. સી. એમ. સ્ટૉફને રંગનાં તત્ત્વો સમજવા માટે.
૮. ડૉ. સી. એસ. પટેલને તેલ, સાબુની બનાવટ માટે.
૯. રા. વી. વી. વડનેરકરને શિલ્પ અને સ્થપત્ય માટે.

ઉપર જણાવેલા ગૃહસ્થો યુરોપ જઈ આવી તેમના જ્ઞાનનો લાભ કલાભવનને આપવામાં ઉપયોગી થયા હતા અને થાય છે. તે ઉપરાંત એટલું યાદ રાખવાની જરૂર છે કે અનેક બીજા નિષ્ણાતો પોતાને ખર્ચે પાશ્ચાત્ય દેશોમાં વિશિષ્ટ શિક્ષણ લઈ આવી કલાભવનમાં નોકરી કરી ગયા છે અને હજી પણ કામ કરી રહ્યા છે. આજે આપણે જોઇશું તો કલાભવનની લગભગ તમામ શાખાઓમાં યુરોપ, અમેરિકા, વગેરે દેશોમાં ખાસ તાલીમ લીધેલા નિષ્ણાતો કામ કરે છે. મુખ્ય અધ્યાપક રા. વોરા પણ પાશ્ચાત્ય તાલીમવાળા જ છે.

પ્રો. ગજ્જર ગયા પછી સને ૧૮૯૬ થી સને ૧૯૦૮ સુધી કલાભવનની સંસ્થા ઉપરના પરિચ્છેદમાં જણાવેલા રા. રાવજીભાઈ મોતીભાઈ પટેલના તાબામાં રહી. માત્ર વચમાં થોડો વખત રા. લલ્લુભાઈ દલપતરામ કવીશ્વર મુખ્ય અધ્યાપક તરીકે રહ્યા હતા. રા. રાવજીભાઇનો વખતમાં કલાભવનની વ્યવસ્થામાં ફેરફાર કરવામાં આવ્યો. ખર્ચમાં પણ લગભગ રૂ. ૧૭૦૦૦ જેટલી બચત કરવામાં આવી, કલાભવનને અંગે નીકળતાં પત્રો પણ બંધ કરવામાં આવ્યાં અને એકંદરે કરકસરથી કામ લેવાવા લાગ્યું. તેમના વખતમાં યંત્રશાળા, રંગશાળા, ચિત્રશાળા, શિલ્પશાળા, એટલી જ શાળાઓ ચાલુ હતી, અને વણાટ શાળાનું હંગામી ખાતું ચાલુ રાખવામાં આવ્યું હતું. એટલું જ નહીં પણ સને ૧૯૦૫ માં આખા રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ ફરજીયાત કરવામાં આવ્યું તેથી સુશિક્ષિત શિક્ષકોને માટે પડેલી સામટી ખોટને પહોંચી વળવા સારૂ પુરુષશિક્ષણ-પદ્ધતિપાઠશાળા ફરીથી (એટલે સને ૧૮૯૮ પછી બંધ થયેલી તે) કાઢવામાં આવી હતી તે પણ કલાભવનની એક શાખા જ ગણવામાં આવતી હતી.

સને ૧૯૦૮ માં શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાનુસાર વડોદરા કૉલેજના પ્રિન્સીપલ ડૉ. જેકસને કલાભવનની તપાસણી કરી પોતાના નિવેદનમાં જણાવ્યું કે કેટલીક શાખામાં સારા પગાર આપી વધારે બાહોશ માણસો રાખવા જોઇએ, પદાર્થ વિજ્ઞાન, રસાયણ અને ઉચ્ચ ગણિતનું વિશેષ જ્ઞાન, જરૂર પડે તો અંગ્રેજીમાં આપવું જોઇએ, યંત્રશાળામાં ભણનારની યોગ્યતા વધે એવાં પગલાં લેવાવાં જોઇએ, કારખાનું મોટું ને વિશાળ કરવું જોઇએ અને અનેક શાખાઓનો પરસ્પર આંતરિક સંબંધ એકમેકને ઉપકારક થાય એવો થવો જોઇએ. ડૉ.

જેકુસનની ભલામણો પૈકી જે તરત સહેલાઇથી અમલમાં આવી શકે એવી હતી તેનો અમલ કરવામાં આવ્યો.

સને ૧૯૦૮ થી આજ સુધી કલાભવન રા. વોરાના તાબામાં છે. તેમણે માહે નવ્હેમ્બરમાં સંસ્થાનો હવાલો લીધો. તે તાજેતરમાં યુરોપના દેશોમાં ઘરને ખર્ચે અભ્યાસ કરી આવેલા હતા. તેમને સંસ્થામાં ઘણી ખામીઓ દેખાઈ. શિક્ષણપદ્ધતિપાઠશાળાને કલાભવનથી જૂદી પાડવામાં આવી. તેમને તરત સમજાયું કે, પ્રાથમિક તૈયારી જેટલી જોઇએ તેટલી કર્યા વિના છોકરાઓ ભણવા આવે, તેમને નાના પગારના બીન અનુભવી અને પાશ્ચાત્ય પ્રગતિમાન દેશોના નિષ્ણાત જેટલું જ્ઞાન ન હોય એવા શિક્ષકો ભણાવે તેથી ઔદ્યોગિક શિક્ષણ જે ધ્યેય સાધવા મથે તે ધ્યેય સિદ્ધ થઈ શકે જ નહીં. તેમણે સુધારા કરવા અને સંસ્થામાં નવીન ચેતન લાવવા, તેને ખરેખરી ઉપયોગી બનાવવા અનેક દરખાસ્તો રજુ કરી. જો કે તેનું તાત્કાળિક ફળ જોઇએ તેવું ને તેટલું નહીં આવ્યું હોય તોપણ સત્તાધીશોને એટલી તો ખાત્રી થઈ જ કે કલાભવનમાં સુધારાનો અવકાશ ઘણો હતો અને તે બહારથી જેવું રૂડું દેખાય છે તેવું તેનું ખરેખરૂં સ્વરૂપ નથી.

આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી કાંઇક મોટું પગલું ભરતાં પહેલાં શ્રીમંત મહારાજા સાહેબે સને ૧૯૧૧ માં એક તપાસણી સમિતિ નીમી. જેમાં પ્રિન્સીપલ ક્લાર્ક, રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા અને રા. સિતારામ વાસુદેવ પેઠસે સભ્યો હતા. તેઓએ તમામ શાખાઓનું ચાલતું કામ બારીકાઇથી તપાસ્યું તેમ જ કલાભવન સંસ્થાની બીજી બાબતોનો પણ સંપૂર્ણ અભ્યાસ કર્યો ને છેવટે પોતાનું નિવેદન તૈયાર કર્યું જેમાં મહત્ત્વની એક સૂચના એવી હતી કે સંસ્થા માટે પ્રસંગોપાત્ત ભેટ લેનારાઓની સમિતિ નીમવી. ઈજીનીયરીંગ શાખા અને યંત્ર શાળામાં તેમ જ વિજ્ઞાનના શિક્ષણમાં ને કારખાનામાં તેમણે સુધારા સૂચવ્યા. વ્યાપારી શાળાને વડોદરા કાલેજમાં લઇ જવાની, ચિત્રશાળાને ઇલાહીદી સ્વતંત્ર શાળા કરવાની ઇત્યાદિ ભલામણો તેમણે કરી. આ સમિતિની બધી ભલામણો સર્વાનુમતે નહીં થઇ શકેલી હોવાથી છેવટનો હુકમ આપતા પહેલાં શ્રીમંત મહારાજા સાહેબે એક સલાહકાર મંડળ નીમી આપી એવું ફરમાન કર્યું કે તેમણે આ નિવેદન ધ્યાનમાં લઇ પોતે થઇને ચોક્કસ ભલામણો રજુ કરવી. સલાહકાર મંડળે કેટલીક બેઠકો કરી, અને છેવટે સને ૧૯૧૭ માં તેણે પોતાની ભલામણો પેશ કરી. કેટલાક નવા વિષયો દાખલ કરવા, પ્રવેશ પરીક્ષાનું ધોરણ ઉંચું કરવા, અંગ્રેજી તેમ જ ગુજરાતી બન્ને ભાષામાં શિક્ષણ આપવા, કારખાના માટે તેમ જ પ્રયોગ માટે વધારે ખર્ચ મંજુર કરવા અને કેટલુંક મહેકમ વધારવા આ મંડળની ભલામણો હતી. પણ એ ભલામણો પણ એટલી ખર્ચાળ

દેખાઈ કે સને ૧૯૧૮ માં નામદાર મંત્રીમંડળે એવી આજ્ઞા કરી કે એ ભલામણોનો ફરી વિચાર કરી અંકુશમાં રહી શકે એવા ખર્ચવાળી ભલામણો તે મંડળે ફરીથી કરવી. સલાહકાર મંડળના સભ્યોની સંખ્યા ભારે હોવાથી સને ૧૯૧૮ માં તેમાં માત્ર પાંચ જ સભ્યો રાખવામાં આવ્યા અને તેમણે સને ૧૯૧૯ માં નવીન ભલામણો કરી પરંતુ તે વખતે મોંઘવારી આખા દેશમાં વ્યાપી રહેલી હોવાથી, રાજ્યનાં નાણાં રાજ્યના નોકરોના પગાર ને પાયરીઓ સુધારવામાં વપરાવાનાં હોવાથી એ ભલામણો ઉપર બીજો કશો હુકમ આપી ન શકાયો અને આ સંસ્થાના કામકાજ માટે અહીંના નિષ્ણાતો અભિપ્રાય આપી સૂચનાઓ અને ભલામણો કરે તેના કરતાં બહારનો કોઇ તટસ્થ નિષ્ણાત સલાહ આપે તો ઠીક એમ ધારવામાં આવ્યું.

પરિણામે સને ૧૯૨૦ ના માહે ડીસેમ્બર માસમાં બેંગલોરના ડૉ. હે કલાભવનની તપાસણી માટે આવ્યા. તેમણે બારીક અવલોકન અને ઉંડો અભ્યાસ કરી પોતાનું અમૂલ્ય નિવેદન સને ૧૯૨૧ માં રજુ કર્યું. સને ૧૯૨૩ ના મે માસમાં શ્રી. મહારાજા સાહેબે તે નિવેદનની ભલામણો મંજૂર કરી, મહેકમ નવીન રાખવામાં આવ્યું, નવાં સાધનો ખરીદાયાં, પ્રવેશનું ધોરણ વધારે સખત કરવામાં આવ્યું, ડીપ્લોમાના અભ્યાસ માટે અંગ્રેજીમાં શિક્ષણ આપવાનું ઠર્યું અને ફી બેવડી થઈ.

સને ૧૯૨૪ માં શ્રીમંત મહારાજા સાહેબ હીંદુ યુનીવર્સીટીના ચાન્સેલર તરીકે બનારસ પધાર્યા અને ત્યાં ઇંજીનીયરીંગ શાખા જોઈ વિસ્મયચકિત થયા. ત્યાં જ એવો નિશ્ચય થયો કે, ડૉ હેની તપાસણીમાં જે કાંઇ અધૂરૂં રહ્યું હોય તેની તપાસ કરાવવી અને કલાભવન ખરેખરી ઉપયોગી સંસ્થા બની રહે તેથી સામાન્ય માણસો કરતાં ખાસ માહીતી ધરાવનારા નિષ્ણાતો પાસે જ તેની પૂરેપુરી તપાસણી કરાવવી. તેથી મિ. કીંગને સને ૧૯૨૫ ના માર્ચ માસમાં અત્રે આમંત્રવામાં આવ્યા અને તપાસને અંતે તેમણે પોતાનું નિવેદન રજુ કર્યું જેમાં મહત્ત્વની સૂચનાઓ એ હતી કે,

૧. કારખાનાનું નવીન મકાન બાંધવું.

૨. કારખાનામાં શિક્ષણને જ પ્રાધાન્ય આપવું અને નફાતોટાનો વ્યાપારી ખ્યાલ કાઢી નાંખવો.

૩. વિદ્યાર્થીઓ માટે વસતિગૃહ બાંધવું.

૪. ઇજીનીયરીંગ શાખા માટે પ્રયોગશાળા તૈયાર કરવી.

વગેરે. આ ભલામણો થયાંને સાત વર્ષ થયાં છે. પરંતુ હજી તેનો છેવટનો નિકાલ અનેક કારણોથી થઈ શકયો નથી.

ઉપર સલાહકાર મંડળની વાત આવી છે. નેક નામદાર દીવાન સાહેબે આ મંડળ સાથે લાંબા વખત સુધી સને ૧૯૨૭ ના નવેમ્બર માસમાં વાટાઘાટ કરી હતી. તે વાટાઘાટને પરિણામે નેક નામદાર દીવાન સાહેબે તે મંડળને પોતાની સ્પષ્ટ ભલામણો કરવા જણાવ્યું હતું અને તે પ્રમાણે સને ૧૯૨૮ માં તે રજુ કરવામાં આવી હતી. ડીપ્લોમા અને કારીગરો માટે ફાયદા અભ્યાસક્રમ રાખવાની, નવીન કારખાનું અને રંગશાળા બાંધવાની, કારખાના સિવાય બહારની સંસ્થાઓમાં વ્યવહારૂ શિક્ષણ લેવાની, કારીગર વર્ગના છોકરાઓને વિદ્યાવેતન આપવાની અને ફીનું ધોરણ વધારવાની યોગ્યતા આ મંડળે કરી હતી જેમાંની કારખાનું ને રંગશાળા બાંધવાની ભલામણ સિવાય બીજી બધી ભલામણોનો સ્વીકાર થયો.

કલાભવનમાં હુન્નર ઉદ્યોગ સિવાય બીજી શાખાઓ રાખવામાં આવી હતી તેનો ઈશારો ઉપર જે તે સ્થળે કરવામાં આવ્યો છે, છતાં બીજા કેટલાક નાના હુન્નરઉદ્યોગો શીખવવા પ્રયત્ન થયેલા તેની વાત ટુંકામાં અત્રે લખવાની જરૂર છે. મુખ્ય અધ્યાપક રા. શિવજીભાઈના સમયમાં સને ૧૯૦૨ થી સને ૧૯૦૮ સુધી ભવનમાં ઘડીયાળોની બનાવટનો વર્ગ કાઢવામાં આવ્યો હતો અને તેમાં રા. લુહાર શિક્ષણ આપતા હતા. રા. મગનલાલ દેસાઈ પારિસ પ્રદર્શન જોઈ પરત આવ્યા પછી અત્રે સને ૧૯૦૦ માં સ્ટીલપેન, બટન, બ્રશ બનાવવાનું, લાકડા ઉપર તાપ અને દબાણના યોગથી ચિત્ર કાઢવાનું, ઈનેમેલ લગાડવાનું અને રીપુસ ( Repousse ) કામ કરવાનું,–આવા નાના નાના ઉદ્યોગો શરૂ કરવામાં આવેલા, પરંતુ થોડા સમય પછી એ બધા જ બંધ કરવા પડેલા હતા. માત્ર સને ૧૯૦૬ માં શરૂ થએલો વ્યાપારી વર્ગ આજ સુધી ચાલુ રહ્યો છે.

હાલ ઔદ્યોગિક શિક્ષણ આપનારી સંસ્થાઓ રાજ્યમાં નીચે પ્રમાણે છે:—

૧. કલાભવન.

૨. પેટલાદ કસ્બાની પ્રાથમિક શાળાને જોડેલી ત્રણ વર્ષના અભ્યાસવાળી ઉદ્યોગશાળા.

૩. પાટણ કસ્બાની પ્રાથમિક શાળાને જોડેલી ત્રણ વર્ષના અભ્યાસવાળી ઉદ્યોગશાળા.

૪. અમરેલી કસ્બાની પ્રાથમિક શાળાને જોડેલી ત્રણ વર્ષના અભ્યાસવાળી ઉદ્યોગશાળા.

૫. મદદ લેનારી નવસારી કસ્બાની ટાટા હુન્નર શાળા, અને

૬. વડોદરા શહેરનું બાળસંરક્ષકાલય અર્થાત્ રેફરમેટરી જે હવે કલાભવનના તાબામાંથી લઈ લેવામાં આવ્યું છે.

તે પૈકી કલાભવનમાં મુખ્ય ચાર શાખાઓ છે.

૧. ઈજીનીયરીંગ શાખા જેમાં યંત્રની, શિલ્પની, વિદ્યુત્ શાસ્ત્રની એવી ત્રણ પેટા શાખાઓ છે.

૨. રસાયણિક એટલે રંગકળાની અને સુતરની શાખા જેમાં રંગવાનું, નીખારવાનું, છાપવાનું, કાંતવાનું અને વણવાનું શીખવવામાં આવે છે.

૩. સ્થાપત્ય તથા ચિત્રની શાખા જેમાં ચિત્ર, લાકડાં ઉપરનું કામ, ફોટોગ્રાફી વગૈરે ઔદ્યોગિક કળાઓનો સમાવેશ થાય છે અને

૪. વ્યાપારી શિક્ષણની શાખા.

આ આઠ પેટા શાખાઓમાં મોટે ભાગે બે જાતના અભ્યાસક્રમ રાખવામાં આવ્યા છે.

૧. ડીપ્લોમા જેમાં અંગ્રેજીમાં શિક્ષણ અપાય છે અને મેટ્રીકયુલેશન સુધી અભ્યાસ કરેલા લોકો જ પ્રવેશ કરી શકે છે અને

૨. કારીગરનો અભ્યાસક્રમ જેમાં માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય છે.

બહારની ઉદ્યોગશાળાઓમાં રંગ, સુતારી અને વણાટ કામ શીખવાય છે અને તેનો વધારે વિકાસ કરી ત્યાં ભણીને લાયક થએલા વિદ્યાર્થીઓ અહીંના ડીપ્લોમા અભ્યાસમાં દાખલ થઈ શકે એવી રીતે તૈયારી કરવાની યોજના ઘડાઈ છે. ટાટા હુન્નર શાળામાં કેબીનેટ બનાવવા તરફ જ મુખ્ય ધ્યાન અપાય છે ને તે મદદ લેનારી શાળા હોવાથી તેનું ધ્યેય તે કાઢનારા જ નિર્ણીત કરે છે. બધી જ શાખામાં ઉત્તમ પરદેશી શિક્ષણ લીધેલા નિષ્ણાતો રોકવામાં આવ્યા છે એ વાત ઉપર આવી ગઈ છે.

કલાભવન શરૂ થયું ત્યારથી એમાં ભણનારાઓની સંખ્યા સામાન્ય રીતે સારી જ રહે છે. ઘણાં વર્ષો સુધી તેમાં શિક્ષણફી લેવાતી ન હતી, પરંતુ જ્યારે ઉજળીયાત લોકો પણ તેનો લાભ લેતા થયા અને ખર્ચનું ભારણ વધ્યું ત્યારે જુજ ફી લેવાની શરુઆત કરવામાં આવી અને હમણાં પણ ફીના દર પ્રમાણમાં ઓછા અને હલકા છે. સંસ્થાનું વાર્ષિક ખર્ચ આશરે એક લાખ રૂપીયાની નજદીકમાં થતું જાય છે.

આટલા વર્ણન ઉપરથી જણાશે કે કલાભવન લંડનની એકાદ પોલીટેક્નીક અર્થાત્ અનેક હુન્નર ઉદ્યોગ શીખવનારી સંસ્થા જેવી સંસ્થા છે. દેશની ઉછરતી પ્રજાની હાજતોને સંતોષવા ઉપરાંત સીટી અને ગીલ્ડઝ ઓફ લંડન ઈન્સ્ટીટ્યુટની પરીક્ષાઓ આપવા સારૂ કલાભવન કેન્દ્ર તરીકે સ્વીકારાયું છે. યંત્રશાળાના વિદ્યાર્થીઓ બૉમ્બે બૉઈલર એક્ટની રૂએ બહારની પરીક્ષા આપી શકે છે. લંડન

ચેમ્બર ઓફ કૉમર્સની પરીક્ષા માટે વ્યાપારી શાળાના વિદ્યાર્થીઓ તૈયાર થાય છે, તેમ જ ચિત્ર, રંગ અને શિલ્પને માટે મુંબઇ ઇલાકાની સરકારની શાળામાં પરીક્ષા આપી શકાય એ પ્રમાણેની તૈયારી અહીં થાય છે. યંત્ર અને વિદ્યુત્ શાખામાં પહેલાં બે વર્ષનો અભ્યાસ સામાન્ય હોઇ પછી ત્રીજા વર્ષથી તેના વિભાગ પડી જાય છે. બન્નેનો અભ્યાસ ચાર ચાર વર્ષનો છે. ચિત્રનો અભ્યાસ ત્રણ વર્ષનો છે. રંગશાળાની બે શાખાઓમાં ત્રણ ત્રણ વર્ષનો અભ્યાસ છે. એકમાં રંગવાનું, છાપવાનું અને નીખારવાનું, અને બીજામાં તેલ અને સાબુનો વિષય છે. વણાટના કામને ત્રણ વર્ષ લગે છે. સ્થાપત્યનો અભ્યાસક્રમ ચાર વર્ષનો છે. ફોટોગ્રાફીનો અભ્યાસક્રમ ચાર વર્ષનો છે અને તેમાં ફોટો પાડવાનું, ફોટો મોટા કરવાનું, મેજીક લેન્ટર્નની સ્લાઇડો તયાર કરવાનું, પીંછી ને શાહીથી ચિતરવાનું વગેરે શીખવાય છે. ચિત્રશાળામાં ચાર વર્ષનો અભ્યાસ છે. તેમાં ચિત્રના તમામ વિષયો ઉપરાંત વૉટર અને ઑઇલ કલર્સનું કામ શીખવાડાય છે. કારીગર વર્ગની લગભગ તમામ શાખામાં ત્રણ વર્ષનો અભ્યાસ ગુજરાતીમાં શિક્ષણ આપવા માટેનો રાખ્યો છે. તેમને જે તે વિષયના સિદ્ધાંતો શીખવવામાં આવે છે અને તે ઉપરાંત વિશેષમાં પ્રેકટીકલ એટલે પ્રત્યક્ષ કામ શીખવવા તરફ વિશેષ લક્ષ અપાય છે. તમામ વર્ગોમાં સંગીન પાયા ઉપર જ કામ કરવા સારૂ ખાસ કાળજી રાખવામાં આવે છે.

કલાભવનને અંગે શરુઆતથી જ વર્કશૉપ એટલે કારખાનું રાખવામાં આવ્યું છે. હવે તો તેમાં વિદ્યાર્થીઓ પાસેથી થોડી ફી લેઈ વરાળ, યાંત્રિક બળ, અને સાધનો પૂરાં પાડવામાં આવે છે જેથી તેનો અપવ્યય થતો અટકે. તે ઉપરાંત શાળાઓ તથા કચેરીઓ માટે લાકડી સામાન પણ અહીં તૈયાર થાય છે. તેમ જ બીબાં કરવાનું અને એવું જ બીજું પરચુરણ કામ કરવામાં આવે છે. સને ૧૯૩૨ માં આવું કામ લગભગ રૂ ૩૮,૦૦૦ નું થયું હતું જેમાંથી રુ. ૭,૩૦૦ જેટલો નફો થયો હતો.

કલાભવન એ એક એવી સંસ્થા છે કે જેમાં હીંદના કોઈ પણ ભાગમાંથી વિદ્યાર્થી ભણવા આવ્યો નહીં હોય એવું નહીં બન્યું હોય. પેશાવરથી કન્યાકુમારી સુધી અને કરાંચીથી કલકત્તા સુધીના પ્રદેશમાંથી વિદ્યાર્થીઓ અહીં આવી ભણે છે. આ સંસ્થાનો લાભ રાજ્યના વતની લોકો કરતાં બીજા ઇલાકાના લોકોએ વધારે લીધો હશે. હીંદના કોઇ ઇલાકા કે દેશી રાજ્યની કુદરતી સ્થિતિ જ એવી હોય કે ત્યાંના લોકો કેવળ કૃષિ કરતાં હુન્નરઉદ્યોગ તરફ વડોદરા રાજ્યની પ્રજા કરતાં વધારે વળેલા હોય તો તેઓ આ સંસ્થામાં વધારે પ્રમાણમાં આવે એમાં આશ્ચર્ય નથી. આપણે ત્યાં પણ ઔદ્યોગિક પરિવર્ત્તન થાય, લોકોને મુડી વધારે મળે અને નવાં નવાં કારખાનાં નીકળે તો વખતે એવો પણ સમય આવે કે કલા-

ભવન આપણા રાજ્યના બાળકોથી જ ભરાઈ જાય. પણ સમગ્ર હીંદને લાભ છે એટલે વડોદરાને પણ લાભ છે એવો નિશ્ચય રાખનાર રાજાને આવા સંકોચવાળા વિચાર આવવાનો સંભવ નથી. હાલ તેમાં ૫૭૫ છોકરાઓ છે જેમાંના ૪૬ ટકા વડોદરા રાજ્યના વતની છે, ૩૮ ટકા મુંબઇ ઇલાકાના વતની છે ને ૧૬ ટકા હીંદના બીજા અનેક ભાગમાંથી આવેલા છે. પંજાબ, મદ્રાસ, બંગાળા સુધીના અને અનેક દેશી રાજ્યોના વિદ્યાર્થીઓ આ સંસ્થામાં ભણે છે. આ ૫૭૫ છોકરાઓમાંથી ૩૭૫ ડીપ્લોમાનો ઉચ્ચ અભ્યાસ કરે છે અને ૨૦૦ કારીગર વર્ગના અભ્યાસમાં ભણે છે.

આ સંસ્થાને અંગે વિદ્યાવેતન એટલે શિષ્યવૃત્તિઓનું આકર્ષણ પણ ઠીક છે. તેની વિગત નીચે આપવામાં આવી છે.

૧. હોશીઆરીનું વિદ્યાવેતન, જે સૌથી ઉંચે નંબરે ઉત્તીર્ણ થાય તેવાઓને માટે માસિક રૂ. ૧૦૦ સરકાર જ આપે છે.

૨. શ્રી પિલાજીરાવ શિષ્યવૃત્તિની રકમ નવસારી પ્રાંતના વિદ્યાર્થીઓને જ અપાય છે.

૩. નવસારી અને મહેસાણાની પ્રાંત પંચાયતો કેટલીક શિષ્યવૃત્તિઓ આપે છે.

૪. પેટલાદના શેઠ રાજરત્ન નારણભાઇએ સ્થાપેલી માસિક રૂા. ૨૫ પચીસની શિષ્યવૃત્તિ પ્રો. ગજ્જરના સ્મારક તરીકે રંગશાળામાં અપાય છે.

૫. રાની પરજના વિદ્યાર્થીઓ માટે માસિક રૂા. ૧૨ બારની એક એવી ૭ શિષ્યવૃત્તિઓ સરકાર આપે છે.

૬. તેવી જ રીતે દલિત વર્ગના વિદ્યાર્થીઓ માટે દરેક રૂા. ૧૦ દસની ૭ શિષ્યવૃત્તિઓ સરકાર આપે છે.

૭. વાઘેર કોમ માટે રૂા. ૨૦ વીસની એક એવી બે શિષ્યવૃત્તિઓ ખાસ સરકાર તરફથી આપવામાં આવે છે.

૮. કારીગર વર્ગના છોકરાઓ માટે રૂા. ૧૦ દસની એક એ પ્રમાણે ૨૦ શિષ્યવૃત્તિઓનો પ્રબંધ સરકાર તરફથી જ ખાસ કરવામાં આવ્યો છે.

૯. ભાવસારના છોકરાઓ માટે રૂા. ૧૫ પંદરની એક એવી ૬ શિષ્યવૃત્તિઓ વ્યાપારઉદ્યોગકામગાર ખાતું આપે છે.

૧૦. આ ઉપરાંત કેટલાંક ઇનામો અને ચાંદ પણ આપવાની વ્યવસ્થા છે.

૧૧. પેટલાદ, પાટણ, અને અમરેલી ઉદ્યોગ શાળાઓમાં પણ શિષ્યવૃત્તિ માટે દર સાલે દરેક શાળામાં રૂા. ૧૫૦ અપાય છે, અને રૂા. ૧૮૦ શ્રી. પિલાજીરાવ શિષ્યવૃત્તિ તરીકે કારીગર વર્ગ માટે રખાય છે અને મહેસાણા ને અમરેલી પ્રાંત પંચાયતો પણ આ દિશામાં યોગ્ય મદદ કરે છે.

ઉપર પ્રમાણે અભ્યાસ અને હોશીયારીને ઉત્તેજન આપવા સારૂ તથા કારીગર વર્ગના લોકોને આ સંસ્થામાં પોતાના બાળકોને શિક્ષણ અપાવવાને આકર્ષણ થાય તે માટે વ્યવસ્થા કરવામાં આવી છે.

ડીપ્લોમાનો અભ્યાસક્રમ દાખલ થયા પછી કલાભવનમાંથી ઉચ્ચ પ્રકારનું શિક્ષણ લઈ જૂદી જૂદી શાખામાં કેટકેટલા વિદ્યાર્થીઓ આજ સુધીમાં બહાર પડ્યા તેનો ખ્યાલ નીચેની સંખ્યા ઉપરથી આવશે.

**સને ૧૯૩૨ સુધીમાં બહાર પડનારની સંખ્યા.**

| | |
|---|---|
| મીકેનીકલ ઇંજીનીયરીંગમાં ... ... ... | ૩૭૬ |
| ઇલેકટ્રીકલ ઇંજીનીયરીંગમાં ... ... ... | ૭૨ |
| સિવીલ ઇંજીનીયરીંગમાં, ... ... ... ... | ૪૧૦ |
| રસાયણ, રંગ ખાતામાં ... ... ... | ૧૭૩ |
| વણતર શાળામાં ... ... ... ... | ૧૭૨ |
| ચિત્ર શાળામાં ... ... ... ... | ૧૨૧ |
| સ્થાપત્ય શાળામાં ... ... ... ... | ૧૫ |
| કુલ એકંદર...... | ૧,૩૩૯ |

આ તો ડીપ્લોમાનો અભ્યાસક્રમ દાખલ થયા પછીના આંકડા છે. તે પહેલાં જે લોકો આ સંસ્થામાં અભ્યાસ કરી હુન્નરઉદ્યોગનું શિક્ષણ મેળવી બહાર પડ્યા હશે અને જેઓ અપ્રેન્ટીસ વર્ગ, કારીગર અભ્યાસ વર્ગના અભ્યાસક્રમમાં ઉત્તીર્ણ થયા હશે તે બધા જ એકઠા કરવામાં આવે તો તેની સંખ્યા ઘણી મોટી થાય એ ઉઘાડી વાત છે. આરંભમાં જ્યારે રંગશાળામાં લોકો ભણી વ્યવહારૂ જ્ઞાન પ્રાપ્ત કરી બહાર પડતા ત્યારે મુંબઈ, કાનપુર, કરાંચી એવાં એવાં સ્થળોમાં મોટાં કારખાનાંઓમાં રોકાઈ જતાં તેમને વાર લાગતી નહીં, અને તેઓ સારી કમાઈ કરી શકતા. હીંદનાં રંગનાં કારખાનાંમાં કલાભવનના વિદ્યાર્થીઓ જ જણાઇ આવતા. કલાભવનમાંથી પાસ થઇ નીકળેલા વિદ્યાર્થીઓ મુંબઈ, વડોદરા, અમદાવાદમાં છે એટલું જ નહીં પણ પૂર્વ આફ્રિકા, ડચ ઇસ્ટ ઈંડીયા, વગેરે સ્થળોમાં, સુધરાઇઓમાં, છાપખાનાંમાં, વિદ્યુત્‌ના કારખાનાંઓમાં, ઈજીનીયરીંગ ખાતાંઓમાં રોકાયા છે. માલ વેચનારા તથા એજંટો તરીકે પણ કેટલાક કામ કરે છે. તે ઉપરાંત રંગનાં કારખાનાં, છાપખાનાં, સાબુનાં કારખાનાં, ફોટોનાં કારખાનાં તેમણે પોતે પણ કાઢયાં છે. બી. એ. અથવા બી. એસ. સી. થયેલા ગ્રેજ્યુએટો કરતાં કલાભવનનો ડીપ્લોમા આ સખત હરીફાઈના જમાનામાં વધારે ઉપયોગી નીવડ્યો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

હીંદની આર્થિક સ્થિતિ બરાબર નહીં સમજનાર, હુન્નરઉદ્યોગના વિકાસની હીંદને કેટલી આવશ્યકતા છે તે નહીં સમજનાર, સાહિત્ય, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની જ કેળવણીને સારૂં શિક્ષણ સમજનાર, આમ વર્ગને ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરાવવાની લેશ માત્ર પરવા કે ઇચ્છા નહીં ધરાવનારા, આરામ ખુરશીમાં બેસી રહી ટીકા કરવામાં જ પોતાની હુશીયારી અને પુરુષાર્થ માનનાર, આવી સંસ્થા સફળ કાર્ય કરી રહી છે તે ઈર્ષાની લાગણીને પ્રભાવે સહન નહીં કરી શકનાર, જેમના સ્વાર્થને આ સંસ્થાને લીધે પ્રત્યક્ષ કે પરોક્ષ અહિત થતું હશે એવા સંકુચિત માનસ ધરાવનાર અનેક લોકોએ આ સંસ્થાની વખતે નિંદા કરી હશે, શ્રીમંત સરકાર મહારાજા સાહેબને એવું સમજાવવાનો પ્રયત્ન કર્યો હશે કે આ સંસ્થા ઉપયોગી નથી અને તેની પાછળ થનાર ખર્ચ નકામો જાય છે. તેવોઓને એટલું જ ઉત્તરમાં કહેવાનું છે કે તેમની ભ્રાન્તિ દૂર કરવા તેમણે દેશની સ્થિતિનો અભ્યાસ કરવો જોઇએ. આ સંસ્થાની ખરી કિંમત સારે નસીબે શ્રીમંત મહારાજા સાહેબે પૂરી આંકી છે અને विघ्नैः पुनर्पुनरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजन्ति એ ઉક્તિ અનુસાર સંજોગોને અનુસરી, વખતો વખત અને સપાટાબંધ પલટાતી દેશની સ્થિતિ ધ્યાનમાં રાખી હજી આ સંસ્થા વધારે કેમ વિકાસ પામે તેને માટે એમની સંપૂર્ણ કાળજી છે. એમનો તો નિશ્ચય છે જ કે ઔદ્યોગિક પરિવર્તન વિના હવે દેશનો ઉદ્ધાર નથી ને તે પરિવર્તન કરાવવામાં આ સંસ્થા એક મહત્ત્વનો ફાળો આપી રહી છે. જે રાજા વડોદરામાં નાણાંની સગવડ અને બીજા સમૃદ્ધિશાળી લોકો તથા રાજ્યોના સહકાર વડે વિદ્યાપીઠ કાઢવાનાં સ્વપ્ન સેવે છે તે રાજાની અમીદૃષ્ટિ આ સંસ્થા તરફ હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી. બહારના લોકોને અથવા ઓછું સમજનાર માણસને આ રાજાના ઉચ્ચ આદર્શો સમજતાં હજી ઘણી વાર લાગે એમ છે. આજે તો એક અતિ ભવ્ય મકાનમાં કલાભવન એ સંસ્થા ન્યાત જાતનો, ઇલાકાનો, દેશી રાજ્યોનો, ઉજળીયાત, પછાત કે દલિત કોમનો ભેદ ભૂલી જઈ સમગ્ર હીંદનાં બાળકોને મહત્ત્વનું, દેશોદ્ધાર કરી શકે એવું, જીવનકલહ ઓછો કરે તેવું, બેકારી શમાવે એવું શિક્ષણ આપી રહી છે એ પ્રતાપ શ્રીમંત સરકાર મહારાજા સાહેબની દેશદાઝ, સ્વદેશાભિમાન, પ્રજાકલ્યાણતત્પરતા, સહાનુભૂતિ, દ્રવ્યવ્યય કરવાની તૈયારી, દીર્ઘ દૃષ્ટિ અને દૂરઅંદેશીપણાનો છે એમ સ્પષ્ટ જણાયા વિના નહીં રહે. નાણાંની સવડ થયે હજી કારખાનું, વિદ્યાર્થીઓ માટેનું વસતિગૃહ વગેરે ઇમારતો બાંધવાની છે. પ્રાથમિક શાળાઓમાં અને માધ્યમિક શાળાઓમાં સ્લૉઇડ અને મેન્યુઅલ ટ્રેનીંગના પ્રયોગો થઈ ચૂકયા છે ને ભાવી પ્રજાના શિક્ષણનો માર્ગ બદલી શકાય ને પ્રજા ખરૂં શિક્ષણ લે એ મહત્ત્વની વાત તેમના મગજમાંથી એક ક્ષણ પણ ખસતી નથી.

વડોદરા શહેરમાં પબ્લીક પાર્કમાં મોટું સંગ્રહસ્થાન છે તથા તેને લગતી પિકચર ગેલેરી છે. તેની ભેટ લઈ તેમાં રાખેલી હુન્નરઉદ્યોગ અને કળાની વસ્તુઓનો બારીકાઈથી અભ્યાસ કરનારને તરત જણાઇ આવશે કે શ્રીમંત મહારાજા સાહેબ દેશના હુન્નરઉદ્યોગને તથા કળાને ઉત્તેજન આપવા તથા સુધરેલા ગણાતા દેશોમાંથી જે લેવા જેવું હોય તે લેવાનું લોકોને સુલભ થઈ પડે તે માટે તેમની સમક્ષ તે દેશની વસ્તુઓ મૂકવા કેવા આતુર છે. અજ્ઞાનથી, ઈર્ષાથી અને એવાં જ બીજાં ક્ષુદ્ર કારણોથી પ્રેરાઈ નિરંકુશ ટીકાકારો ગમે તેમ બોલે તો જગતને મ્હોંએ ગરણું નથી એમ કહેવત છે તે પ્રમાણે દરેકની ખરી-ખોટી દલીલોના રદીઆ આપવાનું સરકારથી બની શકે નહીં, તેમ ઝીણી ઝીણી બાબતો ઉપર નિષ્ણાત લોકો જેવી ઉંડી નજર નાંખી શકે તેવી નજર રાજાને નાંખવાનો અવકાશ પણ ન હોય. રાજ્યના મહાન્ ગંભીર પ્રશ્નોના ઉકેલમાં જેનો સમય જતો હોય તે રાજાથી ઝીણી બાબતો ઉપર નજર નાંખી શકાય નહીં. તેમ કરવા જતાં ખાળે ડુચા અને દરવાજા મોકળા જેવી ગતિ થાય. એટલે કલાભવનમાં ત્રુટિઓ હશે તેને માટે શ્રીમંત મહારાજા સાહેબને કાંઇ જ કહી શકાય નહીં. એઓશ્રી તો પોતાના વિચારો આપે, પોતાનું ધ્યેય જણાવે, પોતાના આદર્શોનું વિવેચન ને વિવરણ કરે, નાણાંની જોગવાઇ કરી આપે, પછી તે કામને સાંગોપાંગ પૂરૂં પાડવું, ઉદ્દેશો તથા આદર્શોને સફળ કરવા, એ કામ તો પ્રજાનું, પ્રજાના આગેવાનોનું અને નોકર વર્ગનુંજ હોય. જે વિશાળ, ગંભીર, અને ઉચ્ચ દૃષ્ટિ શ્રીમંત મહારાજા સાહેબની હોય તે બીજાનામાં ન હોય તેટલે જ અંશે તે કામમાં ખામીઓ રહેવાની ધાસ્તી રહે. પરદેશી સરકારની વિદ્યાવિષયક નીતિ ઉપર આક્ષેપો મૂકી શકાય કારણ કે તેનું દૃષ્ટિબિંદુ એતદ્દેશીય દૃષ્ટિબિંદુ સાથે મળતું ન આવે. હજી પણ હીંદમાં એવાં અનેક રાજ્યો છે જ્યાં વિદ્યાનો પ્રસાર વડોદરા જેટલો થયો નથી. હજી કેટલાક રાજાઓ એમ જ માનતા હશે કે શિક્ષણના ફેલાવાથી લોકો ચળવળીયા બને છે અને રાજ્યકારભારમાં અડથલો નાંખી પ્રજાને ઉશ્કેરે છે માટે વિદ્યારૂપી નેત્રની જરૂર પ્રજાને નથી. શ્રીમંત મહારાજા સાહેબ આરંભથી જ એથી વિપરીત ભાવનાથી પ્રેરાયેલા છે અને એમનો દૃઢ નિશ્ચય છે કે જેમ પ્રજાને સારી કેળવણી મળશે તેમ તે સ્વાશ્રયી બની પોતાનો કારભાર પોતાના હાથમાં લેતાં શીખશે અને ઉત્તમ નાગરિક તરીકે પ્રજા પોતાની જવાબદારી સમજતી થશે તો જ સુવર્ણનો યુગ આવશે. પોતાના દેશનું જ કલ્યાણ શેમાં સમાયેલું છે તેની ખરી સમજ લોકોને થાય, અંદર અંદર કજીયાકંકાસ તથા ભેદ રાખવાનું લોકો ભૂલી જાય, બધા જ હીંદ માતાના બાળકો છે એવી દૃઢ ભાવના તેમની થાય, પોતાના જ દેશના બીજા લોકોને હલકા ગણી તેમને પછાત અથવા દલિત રાખી તેમને શોષવાનું કામ બંધ થાય, શહેર કસ્બાઓમાં રહેનારી

ઉજળીયાત વસ્તી ગામડામાં રહેનારી ભોળી, ભલી, શ્રમજીવી, પ્રજાનાં ઐહિક સુખ વધારવાનો પ્રયત્ન કરે અને શહેર કસ્બાઓમાં જ બધી સુખ વૈભવની સામગ્રીનો જમાવટ ન કરતાં સુખની વહેંચણી વધારે સહાનુભૂતિના ધોરણે રચે–ટુંકામાં ગામડાંનો ઉદ્ધાર થાય, દલિત વર્ગ અને પછાત વર્ગને મનુષ્યના સામાન્ય હક્કો મળે, તેમની જીવનચર્યા સારી થાય, એમનો જીવનકલહ ઓછો ત્રાસદાયક થાય, તો પછી એનાથી વધારે સારૂં સ્વરાજ્ય કયું હોઈ શકે ? પરમ કૃપાળુ પરમાત્મા શ્રીમંત મહારાજા સાહેબને દીર્ઘાયુ આપે અને ઉત્તમ આરોગ્ય આપે એવી ઇચ્છા સૌને જ સ્વાભાવિક રીતે થાય તે છતાં નોંધવા જેવી વાત એ છે કે એવી પ્રાર્થના દરરોજ વડોદરા રાજ્યમાં દિવસ ઉગતાં લગભગ બે લાખ નિર્દોષ બાળકોના મ્હોંમાંથી થાય છે તો એ પંખીડાંનો કલરવ પ્રભુના કર્ણમાં પહોંચે જ એમાં આશ્ચર્ય નથી. એ પ્રાર્થના સ્વાર્થપ્રેરિત નથી. જે બાળકોએ એમનું મુખ સરખું પણ જોયું નથી તેવાં બાળકો એ સ્તુતિ કરી રહ્યાં છે. હજી શ્રીમંત મહારાજા સાહેબના વિદ્યાવિષયના કોડ કેવા છે તે તો જેઓ એમની સાથે ગાઢ પરિચયમાં આવવાને ભાગ્યશાળી થયા હશે તે જ જાણી શકે છે, પણ છેલ્લાં ૫૦ વર્ષમાં તો એમણે જે કાંઈ કર્યું છે અને હજી કર્યા જાય છે, એ જ પુરાવા ઉપરથી એ શું કરવાના છે તેનો ખ્યાલ કાંઈક અંશે કરી શકનાર વિરલ મનુષ્યો જ શ્રીમંતનો ભાવી કાર્યક્રમ સમજશે. પ્રાથમિક શિક્ષણ ફરજીયાત અને મફત થયું ત્યારે બહારના તેમ જ અહીંના લોકો ઉપહાસ પણ કરતા હતા. પરમેશ્વરે એવો સમય આણ્યો કે વડોદરાનું દૃષ્ટાંત બ્રિટીશ સરકારમાં રજુ થયું અને ત્યાં પણ આ બાબતનો કાયદો થયો. હજી તો વિદ્યાપીઠ કાઢવાના અને હિંદી ભાષાને સર્વની સામાન્ય ભાષા બનાવવાના, બાળબોધ લિપિને સર્વની સામાન્ય લિપિ કરવાના પ્રયત્નો જરા પણ શિથિલ થયા નથી. પોતાની રાજ્યનીતિનાં એવાં અનેક દૃષ્ટાંતો આજે આપી શકાય એમ છે કે જેમાં એમણે અપૂર્વ ધૈર્ય બતાવી છીછરા લોકમતની સારી રીતે અવગણના કરી છે, અને તેને જ પ્રતાપે જે વાતો પચાસ વર્ષ ઉપર વિચિત્ર લાગતી હતી તે આજે ઘેર ઘેર આવશ્યક ગણાતાં તેની હાકલો ચારે દિશામાં પડી રહી છે. સંસ્કારહીન સ્વાર્થપટુઓ ચળવળીયા થઈ પોતાને માટે સહેલાઇથી પ્રસિદ્ધિ મેળવવા ગમે તેમ બોલતા હશે, પરંતુ શ્રીમંત મહારાજા સાહેબે તો ક્ષમા, ખામોશ રાખી તે બધા ઘુંટડા ગળ્યા છે ને ગળે છે અને પોતાની રાજ્યનીતિ ધપાવ્યાં જ રાખે છે એ એ વિભૂતિનું એક અનુપમ અને સુંદર દૃશ્ય છે.

---

## स्त्रीशिक्षणाचा बडोद्यांतील पुरस्कार

( लेखक—प्रो. सदाशिव विनायक देशपांडे, एम. ए. )

**विषयप्रवेश**—आज बडोदें संस्थानांत स्त्रीशिक्षण म्हणजे सर्व परिचित झालें आहे. सुविद्यतेचा प्रसार झपाट्यानें चालू आहे. साक्षरतेचें प्रमाण द्रुत गतीनें वाढत आहे. शिक्षणाची उपयुक्तता मागेंच पटली; आज तें शिक्षण आत्मगत करणेंची अहमहमिका सुरूं आहे. शिक्षण संस्थांची वाढ झपाट्यानें होत असून शिक्षणेच्छु विद्यार्थिनींची संख्या वाढल्यानें प्रथमारंभींचीं शिक्षणोपयोगीं स्थलें आज अपुरीं पडूं लागलीं आहेत. शिक्षणविषयांत पुरुषांच्या बरोबरीनें स्त्रिया आज येथें स्पर्धा करूं लागल्या असून शिक्षणसंस्थांतून त्यांच्याशीं सहकार्यानें आज त्या काम करीत आहेत. नवीन विद्येनें, नवीन कल्पनांनीं, नवीन तेजानें आज त्या सामाजिक जीवनक्रमांत भाग घेत आहेत. बडोद्यांतील आजचा हा देखावा मनोवेधक, उत्साहदायक तितकाच समाधानकारक आहे.

**थोडा पूर्वेतिहास**—सुमारें पन्नास वर्षांपूर्वीचा थोडा काल आपण नजरेसमोर आणूं. त्यावेळीं शिक्षणसंस्थांचा उगमहि नव्हता. स्त्रीशिक्षण हा आपल्या लोकांच्या रिकाम्या चर्चेचा व बराचसा तिरस्काराचाच विषय होता. स्त्रियांचें व्यवहारक्षेत्र म्हणजे घर व त्या क्षेत्रांतील त्यांच्या कर्तबगारीला उपयुक्त व आवश्यक ज्ञान तेवढेंच शिक्षण, या व्यतिरिक्त शिक्षणाची त्यांना गरजहि नाहीं, असल्या आकुंचित व घातुक विचारांचा पगडा जनसमूहाचे मनावर पूर्ण बसलेला. अशा संकुचित वृत्तींच्या लोकांची दृष्टि निवळवून ती शिक्षणासारख्या थोर व उपयुक्त विषयाकडे वळविणें मोठें दुर्घट होतें. पण या कार्याची अपरिहार्यता श्रीमंत महाराजांना पटली. विद्या व संस्कृति या करितां एकेकाळीं जगाला आदर्श असणाऱ्या या भारतवर्षांत अज्ञानानें कसा अनर्थ मांडला आहे, हें महाराजांच्या ध्यानीं आलें. भारताला व विशेषतः आपल्या प्रजेला पूर्वकालीन उज्ज्वलता प्राप्त करून देण्याला शिक्षणासारखें अन्य साधन नाहीं, हें त्यांच्या कुशाग्रबुद्धीनें जाणलें,व एतदर्थ प्रयत्नास लोकमताची अननुकूलता न जुमानतां सुरवात करणेंचा महाराजांनीं निश्चय केला. स्त्रीशिक्षणाविषयीं महाराजांचे विचार कसे थोर आहेत हें त्यांच्याच पुढील उद्गारांवरून लक्ष्यांत येईल.

इ. स. १८८५ सालच्या ऑगष्ट २० च्या आपल्या एका हुकुमांत महाराज म्हणतातः—

"Touching on the moral education of youths, I would particularly emphasize the importance of the education of girls. It is the unremitting watchfulness and conciliatory supervision of intelligent and educated mothers which form powerful factors in giving right tone to infant minds, and which are the best agents for the eradication of crooked ways. Women regulate the social life of a people, and in this sense men and women rise or fall together. The first thing that strikes a careful observer is the barrenness of our homes; that pure delight, which intelligent companionship and freedom of social intercourse alone can secure, is almost unknown in the domestic circle. To fit the girls for the higher functions in social life, I would give my best atttenion to the opening of girls' schools."

भावी पिढीच्या सर्वतोपरी संवर्धनाची जबाबदारी स्त्रियांवर किती आहे, त्या सुविद्य असल्या तर उत्तम नागरिक निर्माण करणेंचें कार्य त्या कशा करूं शकतात, निर्बुद्ध स्त्रियांमुळें संसार नीरस होणेंचा कसा संभव असतो, गृहिणी सुविद्य व सुसंस्कृत असली तर पुरुषाशीं सहकाय करणें तिला कसें जमतें, पुरुषाशीं सहकार्य करून त्याच्याशीं असलेलें आपलें सहचरीचें नातें यथार्थ करून दाखविणें हाच विवाहाचा श्रेष्ठ हेतु कसा, आणि हें सर्व साधण्यास शिक्षण हेंच एकमेव साधन कसें, इत्यादि गोष्टी श्रीमंतांच्या वरील उद्गारांत निःसंदिग्ध रीतीनें प्रतिपादिलेल्या आहेत. स्त्रीशिक्षणाचा पुरस्कार करणेंचें श्रीमंतांनीं जाहीर केलें. त्याचा परिणाम असा झाला कीं, इ. स. १८७५ सालीं म्हणजे या उद्गारांच्या दहा वर्षांपूर्वीं जरी दोन कन्याशाळा (एक बडोदें येथें व दुसरी पेटलाद येथें) स्थापन झाल्या होत्या तरी या प्रयत्नाला या वेळेपासूनच जोराची चालना मिळाली व तेव्हांपासून अद्याप ती तशीच कायम आहे.

**कन्याशाळांची स्थापना व वृद्धि**–इ. स. १८७५ सालीं दोन कन्याशाळा स्थापन झाल्या व अशा रीतीनें शिक्षणाची मुहुर्तमेढ रोविली गेली. स्त्री-

शिक्षण हा सामान्य लोकांच्या रुचीचा विषय नव्हता, परंतु आत्यंतिक स्वास्थ्याकरितां एकाद्या कुशल व निष्णात चिकित्सकाप्रमाणें हें प्रथमतः अरुचकर परंतु परिणामीं पथ्यकर औषध देण्याचें श्रीमंतांनीं ठरविलें. इ. स. १८७५ सालीं कन्याशाळा दोन होत्या तर १८८९–९० सालीं त्या ३५ झाल्या. सन १८९९–१९०० मध्यें त्यांची संख्या ९७ झाली. सन १९१०-११ त ती ३४७ पावेतों गेली. सन १९२६-२७ सालीं ती ३७२ झाली, व आजहि कन्याशाळांची संख्या तसलीच आहे. शिक्षण घेणाऱ्या विद्यार्थिनींची संख्या प्रथमारंभीं अगदींच अल्प होती. परंतु सन १८८९–९० सालीं ती ३,४१५ झाली. सन १९१०–११ त ती ५४,४७९ वर गेली. सन १९२६–२७ सालीं ती ६९,६४१ होती व आज जवळजवळ ९०,००० विद्यार्थिनी शाळांतून प्राथमिक शिक्षण घेत आहेत. प्राथमिक शाळांची संख्या वाढत चालली तशा त्यांच्या जातीहि वाढत चालल्या. मराठी, गुजराती, उर्दु, पारशी, अंत्यज असें त्यांचें निरनिराळें वर्गीकरण झालें. वरच्या वर्गांतूनहि विद्यार्थिनी शिक्षण घेऊं लागल्या व संपूर्ण अभ्यासक्रम आटोपून त्या शाळेंतून बाहेर पडूं लागल्या. पहिल्या एकदोन वर्गांतूनच अभ्यास आटोपून ज्ञानाची तोंडओळख होण्यापूर्वी त्यांनीं अभ्यास सोडूं नयेत म्हणून अभ्यासक्रमहि गमतीचा, चित्तवेधक व उपयुक्त असा आखण्यांत आला. ठिकठिकाणच्या शाळांतून शिष्यवृत्त्या सुरू करण्यांत आल्या. त्यामुळें साहजिकच विद्यार्थिनींचें लक्ष्य अभ्यासक्रमांत गुंतून राहिलें.

**अभ्यासक्रम**—अभ्यासक्रमांत वाचन, लेखन, इतिहासभूगोल, गणित, स्वयंपाक, शिवणकाम, गायन, चित्रकला व सामान्यज्ञान इत्यादींचा अंतर्भाव होतो. सामान्यज्ञानांत खेळ, वस्तुपाठ, गोष्टी इत्यादि येतात. विषयांच्या दर्शनानेंच आपाततः हें शिक्षण सर्वजातीय व सर्वकालीन उपयोगाचें कसें आहे, हें चटकन ध्यानीं येईल. स्वाभाविकच विद्येची गोडी विद्यार्थिनींत उत्पन्न होऊं लागली व आज ती अविरत कायम आहे.

**सक्तीचें प्राथमिक शिक्षण**—शिक्षणाच्या इतिहासांत सन १९०६–०७ हें साल अत्यंत महत्वाचें व क्रांतिकारक आहे. या सालीं श्रीमंतांनीं सर्व राज्यांत प्राथमिक शिक्षण ३ इयत्तेपावेतों सक्तीचें व मोफत केलें. त्याप्रसंगीं श्रीमंत आपल्या एका भाषणांत (५ मार्च १९०७) म्हणतात, "सक्तीच्या शिक्षणाचें धोरण मी दाखल केलें आहे, तें यशस्वी होण्यासाठीं व त्याप्रीत्यर्थ

ટકાનું વ્યાજ હાલ ન ગણીએ અને હાલના બજારની સ્થિતીઅનુંસાર તેથી થોડુ વ્યાજ ગણીએ તો પણ એક નાની રકમ ઘણી મોટી રકમ થઇ જાય છે એ વાત નિસંશય છે. તેથી ખેડુતોએ તથા કારીગરોએ અને મજુર વિગેરેએ કરકસર કરી નાની રકમો બચવી તેને સહકારી બેંકો જેવી સદ્ધર સંસ્થાઓમાં વ્યાજે મુકી દેવાની વ્યવસ્થા કરવાની ખાસ જરૂર છે. આ દિશામાં ખાસ કરીને સ્ત્રીઓ ઘણું સારૂં કામ કરી શકે એમ છે. શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકાર તરફથી થએલી યોજનાના પરિણામે વડોદરા રાજ્યના વ્યારા તાલુકાના ગરીબ ગામડાની ગરીબ કાળીપરજ સ્ત્રીઓએ બચત કરનારી સહકારી મંડળીઓ થોડા વર્ષ ઉપર સ્થાપી કરકસર અને બચતના દૈવી તત્વોને અમલમાં મુકી તેના જાદુઇ પરિણામોને પ્રયોગ સિદ્ધ કરી બતાવ્યા છે. અન્ય સ્થળે પણ આવી બચત મંડળીઓનો વ્યવહાર સફળતા પૂર્વક ચલાવી ધપતો ચાલ્યો છે. આ સ્થળે આટલી વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે સહકારવિના ખરી બચત થઈ શકે નહીં અને બચતવિના ખરો સહકારપણ હોઈ શકે નહીં. સહકારથી બચત પોષાય છે અને બચતથી સહકાર પોષાય છે. સહકારી બચત મંડળીની યોજનાનો ઉપયોગ અનેક કામો માટે થઇ શકે છે. જમીન મેહેસુલ ભરવા સેહેલાઈથી શક્તિમાન થવાય તે હેતુથી ખેડુત ખાતેદાર લોકો આવી બચતમંડળીઓ કાઢે તો થોડા વર્ષોમાં જમા મુકેલી રકમના વ્યાજમાંથી જમીન મેહેસુલ કાયમના માટે ભરાયા કરે એવી મોટી રકમ તેઓ ભેગી કરી શકે. આથી સરકારમાં જમીન મેહેસુલ ભરવાની ચિંતામાંથી ખેડુતો મુક્ત થઈ શકે અને શ્રીમંત સરકારને સહેલાઇથી જમીન મહેસુલ વસુલ થઇ શકે. આવીજ રીતે પુત્રપુત્રીના લગ્ન જેવા સંસારિક કામો માટે પણ નાની રકમો બચાવી વ્યાજે મુકવાથી થોડા વર્ષ પછી તે રકમો વધી જઈ તેમાંથી મોટા કાર્યો કરી શકાય છે. આ પ્રકારની સહકારી બચત મંડળીઓની યોજનાથી સભાસદોમાં કરકસર કરવાની ટેવ કેળવાય છે એટલુંજ નહીં પણ નિયમિત રીતે સતત બચત થતી હોવાથી અને તેમાં વ્યાજનો વધારો થતો હોવાથી એક સારો દ્રવ્ય સંચય પણ થાય છે. આ બચત કરવાનો સદગુણ સ્ત્રીઓ તથા મા બાપોમાંથી છોકરાઓમાં સહજ રીતે ઉતરે છે અને કાલે કરીને જનસમાજ કરકસરીઓ અને પરિણામે સમૃદ્ધીવાળો થઇ શકે છે. મંડળી મારફત બચત કરવાની ટેવ પડવાથી અને બચત કરેલી રકમો મંડળીમાંજ જમા રહેતી હોવાથી તે રકમો ઉપર મંડળીની ખાસ દેખરેખ રહે છે અને તેથી સભાસદોના નાણાનો દુરુપયોગ થતો અટકે છે. એકંદરે મંડળીના સામુદાયિક, નૈતિક દબાણથી સભાસદ મિતવ્યયી, સુશીલ અને ચારિત્ર્યવાન બની અંતે સુખ શાંતિનો ભોક્તા થાય છે.

**વડોદરા રાજ્યમાં સહકારની સાંપ્રત સ્થિતિ.**

૧૧. વડોદરા રાજ્યમાં સ્વતંત્ર સહકારી ખાતું સ્થાપી સહકારી હિલચાલને આપેલા પ્રોત્સાહનના પરીણામે સને ૧૯૩૧ ના ડિસેંબર માસ આખર રાજ્યમાં ૩૯,૫૫૨ સભાસદોવાળી ૧,૦૬૩ મંડળીઓ અસ્તિત્વ ધરાવે છે. આ મંડળીઓનુ ભંડોળ (વર્કીંગ કેપીટલ) રૂા. ૭૬,૭૨,૬૯૧ હોઈ તેનો શીલકી અવેજ (રીઝર્વ ફંડ) રૂા. ૧૦,૪૬,૯૯૬ થયો છે. સભાસદોની મંડળીવાર સરાસરી સંખ્યા ૩,૭૦૨ હોઈ મંડળી દીઠ ભંડોળ રૂા. ૭,૨૧૮ તથા સભાસદ દીઠ ભંડોળ રૂા. ૧૯૪ આવે છે. મંડળીઓના કુલ ભંડોળની રકમ રૂા. ૭૬,૭૨,૭૭૧ પૈકી શિલકી અવેજ તથા સભાસદોની થાપણો અને ભાગો (શેઅર્સ) નું મળીને રૂા. ૨૮,૧૫,૪૮૩ નું મંડળીઓની માલકીનું ભંડોળ થયું છે. કુલ ભંડોળ પૈકી સેંકડે ૩૬ ૭ ટકા જેટલું મંડળીઓનું માલકીનું ભંડોળ મંડળીઓની સંગીન સ્થિતિ પુરવાર કરે છે. કુલ ૧,૦૬૩ સહકારી સંસ્થાઓ પૈકી એક સહકારી મહામંડળ (કો–આપરેટીવ ઈન્સ્ટીટ્યુટ), મધ્યવર્તી ૬ બેંકો, એક દેખરેખ રાખનાર મંડળ (યુનીયન), ૮૭૧ ખેડુતોની મંડળીઓ, અને ૧૮૪ બીન ખેડુતોની મંડળીઓ છે. ખેડુતોની ૮૭૧ મંડળીઓ પૈકી ૭૮૭ નાણાંની ધીરધાર કરનારી, ૨૮ બચતની, ૪૦ ખેતીની જમીન એકત્ર કરનારી, ૨૯ કપાસ વેચાણની, ૧૨ દુધાળાં ઢેરની, ૨ દુધ પુરૂ પાડનારી, ૩ ઢોર ઉછેરનારી, ૧૫ માલ સામાન પુરો પાડનારી, ૪ ખેતીનાં બીજ પુરૂં પાડનારી, ૧ પીવાનું પાણી પુરૂ પાડનારી (વૉટર વર્ક્સ), ૪ પંપ ઈજીનની મદથી ખેતીના પાકને પાણી પુરૂ પાડનારી, ૨ ધાસ ચારાની, ૩ વધારે સારૂં જીવન ગાળવા (બેટર લીવીંગ) સબંધી તથા ૩ ઈતિર મંડળીઓ છે. બીન ખેડુતોની ૧૮૪ મંડળીઓમાં ૧૪૯ શરાફી, ૮ બચતની, ૫ વખારોની, ૧૬ વિદ્યાર્થીઓની વખારોની (સ્ટોર્સ), એક પરસ્પર સહાયક તથા ૫ ઘરો સંબંધી (હાઉસીંગ) મંડળીઓનો સમાવેશ થાય છે. શ્રી સયાજી સહકાર સેવક સંઘમાં આશરે ૫૦૦ સહકારી મંડળીઓ સભાસદ થઈ છે. અને બીજી મંડળીઓને આ સંઘમાં સામેલ કરવાનું કામ ચાલુ છે. રાજ્યની દરેક પ્રાંતની પ્રાંત પંચાયતમાં (ડીસ્ટ્રીકટ–લોકલ બોર્ડમાં) જે તે પ્રાંતની સહકારી મંડળીઓ તરફથી ચુંટાયલો એક એક પ્રતિનિધિ સભાસદ તરીકે રાખવા બદલ શ્રીમંત મહારાજા સાહેબે આજ્ઞા કરી છે અને તેનો અમલ પણ થઈ ગયો છે. તેથી સહકારી હિલચાચને એક અપૂર્વ ગૌરવ પ્રાપ્ત થયું છે.

**સરકારનું નૈતિક બળ.**

૧૨. સહકાર એ મુખ્યત્વે જનસમાજનું આર્થિક હિત સાધવાનું સાધન ગણાય છે ખેડુતો ઓછા વ્યાજે મંડળીમાંથી નાણાં મેળવી ખેતીનું કામ સહેલાઇથી કરી કરજના બોજામાં સપડાતા નથી. ખેતી માટે જોઇતા બી, ઓજાર, ખાતર, ઢોર, વિગેરે વસ્તુઓ સહકારી પદ્ધતીથી ખરીદીને તથા ખેતીથી

ઉત્પન્ન થતાં માલનું સહકારી પદ્ધતીથી વેચાણ કરીને કરકસરદ્વારા દ્રવ્યવાળા થઈ શકે છે. મજુર તથા કારિગારો પણ પોતપોતના ધંધામાં સહકારનો આશ્રય લેઇ પોતાની આર્થિક સ્થિતી સુધારી શકે છે. પરંતુ સહકારનું અવલંબન લીધા વિના પણ ઘણા વેપારીઓ, ખેડુતો તથા કારિગારો પૈસાદાર થએલા હોવાનું જોવામાં આવે છે. તો પછી સહકારની મહત્તા વધુ શી રીતે ગણવામાં આવે છે તે વાત વિચાર કરવા જેવી છે. કેવળ આર્થિક લાભ સાધવાથી મનુષ્ય ઉચ્ચ જીવનવાળો કે સુખ ભોગનારો થઇ શકતો નથી. સુખ એ અર્થ એટલે પૈસામાં સમાએલું નથી. પરંતુ સદગુણ અને સુનીતીમાં સમાએલું છે. તેમ છતાં સંસાર, વ્યવહાર દ્રવ્યવિના ચલાવી શકતો નથી. વ્યવહારના વિધવિધ પ્રસંગોમાં દ્રવ્યના સાધનની અપેક્ષા રહે છે. ' વસુ વિના નરપશુ ' તથા ' ધન વિન ધિક અવતાર ' એ વિગેરે કથનોથી પૈસાની સંસારમાં કેટલી મહત્તા છે તે સહેજ સ્પષ્ટ થાય છે.

દ્રવ્યેણ સર્વ વશાઃ, અને 'સર્વે ગુણાઃ કાંચનમાશ્રયંતે'

એટલે દ્રવ્યથી સર્વ વસ્તુઓ સાધી શકાય છે તથા સર્વ ગુણો સુવર્ણમાં સમાએલા છે. ટુંકામાં દ્રવ્ય એટલે અર્થની સંસારમાં પગલે પગલે જરૂર રહે છે. તેથી સંસારિક સગવડો અને તેથી મળતા સુખને અર્થે મનુષ્યે દ્રવ્ય પ્રાપ્ત કરવાની આવશ્યકતા ઉભી થાય છે. પરંતુ એકલા દ્રવ્યથી સુખ, શાંતી યથાર્થ રીતે પ્રાપ્ત થઈ શકતી નથી પ્રાચીન ઇતિહાસ આપણને પ્રબોધે છે કે રાવણ અને દુર્યોધન જેવા મહાન રાજાઓ પાસે વૈભવ અને સત્તાની કોઈ પ્રકારે ખામી નહોતી. તેમજ તેઓ ઘણાં વિદ્વાન અને બુદ્ધિશાળી હોઈ અતુલ શરીરબલ ધરવતાં હતાં. આવી રીતે, આર્થિક, માનસિક, તથા શારિરીક સંપત્તીવાન છતાં તેઓનો વિનાશ થયો. એનું કારણ માત્ર એટલુંજ છે કે તેમનામાં સુનીતી હતી નહિં. તેમના કુટું-બોમાં સંપ કે ભ્રાતૃભાવ હતો નહિં. તેમજ સત્ય કે પ્રામાણિકતા હતી નહિં. સહકારથી માત્ર આર્થિક હીતની સિદ્ધી થતી હોત તો તેની ગણના આટલી ઉંચી આકી શકાત નહિં. પરંતુ સહકારથી આર્થિક ઉન્નતિ સધાયા ઉપરાંત જનસમા-જની નૈતિક અભિવૃદ્ધિ પણ સધાય છે. સહાકારમાં અર્થ અને સુનીતીનો અપૂર્વ સંગમ થતો હોવાથી તેનાથી વાસ્તવિક ખરી ઉન્નતિ સાધી શકાય છે. સહકારી મંડળીના સભાસદો દ્રવ્યસંપન્ન થાય છે એટલુંજ નહિં, પરંતુ તે સત્યશીલ, ન્યાયી, પ્રમાણિક, નિયમીત, વ્યવસ્થાવાળા, વચન પાળનારા બની સંપીલા,

સ્વાશ્રયી, કરકસરીયા, અને પરસ્પરસહાય કરનારા બને છે. સહકારથી જનસમાજ નીતીસંપન્ન ન થાય તો, તે સહકાર વાસ્તવિક સહકારજ ન કહેવાય. સહકારથી થનારી અર્થપ્રાપ્તીપણ ધર્મથી થનારી અર્થપ્રાપ્તી જેવી છે. પ્રથમ ધર્મ અને તે પછીથી અર્થ એટલે ધર્માત્ અર્થઃ. ધર્મથી અર્થ મળેલો હોય છે. અને તેજ કારણે આવો અર્થ હિતકર હોઈ સુખપ્રદ બને છે. સહકારમાં આવી રીતે નીતિવિષયક અપ્રતીમ બળ સમાયલું હોવાથી જનસમાજની સાર્વત્રિક ઉન્નતિ સાધી શકવા સહકારને સમર્થ ગણવામાં આવે છે. આવા વિચારથી પ્રેરાઇનેજ આપણા પ્રજા-વત્સલ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે પોતાની પ્રિય પ્રજાની ઉત્તરોત્તર પ્રગતિ સાધવા માટે બીજા બધા ઉપાયોમાં સહકારને પ્રથમ પંક્તીમાં મુકીને, પોતાના એક વ્યાખ્યાનમાં ડિંડીમ વગાડીને જાહેર કર્યું છે કે 'પ્રજાના ઉદ્ધાર માટે સહકારી મંડળીવિના બીજો કોઈ વધારે સંગીન, સરળ અને લાભકારક ઉપાય નથી.' આ સહકાર તે માત્ર વેશધારી સહકાર નહિં પરંતુ યથા નામ તથા ગુણાઃ એવા એટલે જેવું નામ તેવા ગુણવાળો સાચો સહકાર હોવો જોઇએ. પ્રજાની સુધારણા માટે સહકાર આવું સબળ સાધન હોવાથી તેઓશ્રીએ રાજ્યતરફથી સહકારી પ્રવૃત્તીને ઉદાર હસ્તે સહાય આપ્યું છે. સને ૧૯૧૪ ની સાલે વડોદરા રાજ્યની પહેલી સહકારી પરિષદ ખુલ્લી મુકતી વખતે શ્રીમંત સરકાર મહારાજા સાહેબના નીચેના ઉદગારો શ્રીમંત સરકારનો ઉચ્ચ હેતુ બહુ સ્પષ્ટ રીતે પ્રકટ કરે છે. તેઓશ્રીએ કહયું છે કે,

"I fully recognise, as I have said before, the importance of this movement and I am prepared to give it all the necessary State aid. You may rest assured, Gentlemen, that you will receive every assistance from me and my Government in this noble cause."

આ વચનોથી ખાત્રી થાય છે કે જનહિતાચતક ભૂપાળશિરોમણી શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજા સાહેબ પોતાની વાહલી પ્રજાના ઉદ્ધાર માટે સહકારને ઉત્તમોત્તમ સાધન ગણી સહકારી હિલચાલને સર્વ પ્રકારની સહાય આપવા માટે પોતે સદા સર્વદા તત્પર અને તૈયાર છે. હુજુરશ્રીને અનુસરનાર આ લેખ લખનાર ઉપસંહારમાં વદે છે કે

"વિના સહકાર નહિ ઉદ્ધાર"

# बडोदा–राज्याची सांपत्तिक स्थिति.

( लेखकः--प्रो॰ वामन गोविंद काळे, एम. ए., पुणें. )

अनेक दृष्टींनीं हिंदी संस्थानांमध्यें बडोद्यास एक प्रकारचें विशिष्ट महत्व प्राप्त झालें आहे. प्रस्तुत, बडोद्याच्या सरकारच्या वार्षिक उत्पन्न–खर्चाचाच विचार करावयाचा आहे, तथापि त्या बाबतींतहि हें वैशिष्ट्य दिसून आल्यावांचून रहात नाहीं. कोणत्याहि राज्याचा जमा–खर्च पाहिला असतां, त्यांत तेथील सरकारचें एकंदर कारभाराचें धोरण व प्रजेची सांपत्तिक व साधारण आर्थिक स्थिति ह्यांचें प्रतिबिंब दृष्टीस पडतें; आणि ही गोष्ट बडोदा संस्थानच्या सरकारी जमाखर्चाच्या आंकड्यांसंबंधानें वरवर पहाणारास देखील प्रतीत होते. अर्थातच, ह्या बाबतींत उपयुक्त अनुमानें काढण्यास इतर संस्थानें व ब्रिटिश हिंदुस्थान ह्यांच्या दहा-वीस वर्षांच्या माहितीचा तुलनात्मक दृष्टीनें विचार होणें जरूर आहे, व त्याचप्रमाणें गेल्या तीन-चार वर्षांतल्या आर्थिक मंदीची स्थितिहि हिशेबांत घेणें आवश्यक आहे. तथापि इतक्या खोलांत न शिरतां, प्रस्तुत विषयाचें स्थूलमानानें दिग्दर्शन करणें येथें सोयीचें व उपयुक्त होणार असल्यानें ह्या लेखांत त्या मार्गाचाच अवलंब करण्याचें योजिलें आहे.

सध्यांच्या आर्थिक मंदीस प्रारंभ होण्यापूर्वीं बडोदा संस्थानचें उत्पन्न अडीच कोटी रुपये असून, त्या बेतानेंच खर्चाचें प्रमाण होतें. परंतु गेल्या तीन वर्षांत उत्पन्न दहा–बारा लाखांनीं घटल्यामुळें त्या बेतानें खर्चांत छाटाछाट करावी लागली आहे. हा अनुभव हिंदुस्थानांत सर्वत्र येत असून मुंबई सरकार किंवा हिंदुस्थान सरकार ह्यांच्या जमा–खर्चाची काय ओढाताण चालली आहे ती आतां सर्वांस महशूर आहे. इंग्लंडसारख्या संपन्न राष्ट्रांत, हलाखीच्या काळांत देखील, प्राप्तीवरील करांसारख्या सरकारी देण्यांत तात्पुरता वाढावा करून उत्पन्न वाढविणें शक्य असतें. पण ह्या देशांत जनतेची सांपत्तिक स्थिति बेताचीच असल्याकारणानें सरकारी उत्पन्न जरूरीप्रमाणें वाढविणें कठिण पडतें. ही अडचण मुख्यत्वें करून आमचा देश कृषिप्रधान असून लोकांचें कर देण्याचें सामर्थ्य अल्प आहे ह्यामुळेंच उद्भवते. बडोदा सरकारच्या उत्पन्नाच्या आंकड्यांकडे नजर दिली असतां त्याच्या एकंदर जमेपैकीं निम्मी जमा जमीन महसुलाचीच आहे, ही गोष्ट तेव्हांच डोळ्यांत

भरते. दुसरी नमूद करण्यासारखी महत्वाची गोष्ट म्हणजे जमीन महसुलाच्या खालोखाल उत्पन्न देणारी उत्पन्नाची बाब अबकारी आहे ही होय. जमीनीच्या कराचें उत्पन्न १२० लक्ष रुपये व अबकारीचें उत्पन्न सुमारें २४ लक्ष रुपये असे ह्या दोन बाबींचे आंकडे आहेत. आणि आर्थिक मंदीमुळें त्या दोहों-चीहि स्थिति असमाधानकारक आहे उत्पन्नाची तिसरी महत्त्वाची बाब म्हटली म्हणजे जकातींची होय, आणि तिची जमा सुमारें १८ लक्ष रुपये आहे. ब्रिटिश सरकारनें परदेशांतून येणाऱ्या मालावरील जकाती वाढविल्या-मुळें बडोद्याच्या मालकीच्या बंदरांतील जकातींचें उत्पन्नहि थोडेंसें वाढलेलें आहे.

उद्योगधंद्यांची स्थिति आणि सरकारी उत्पन्न ह्यांचे परस्पर संबंध अत्यंत निकट असावे हें सांगितलें पाहिजे असें नाहीं; आणि रेलवेचें उत्पन्न पांच-सहा लाखांनीं कमी होणें हें अगदीं साहजिक आहे. रेलवे, ओखा बंदर, कालवे, विजेचे कारखाने वगैरे व्यापारी स्वरूपाचे व्यवहार स्वतः सुरू करून ते चालविण्यांत बडोदा संस्थानच्या सरकारनें दुहेरी लोकहित साधलें आहे. अशा प्रकारचीं कामें व्यक्तींस निभण्यासारखीं असत नाहींत, व सामाजिक आणि आर्थिक दृष्टींनीं तीं अत्यंत लोकोपयोगी असतात. त्यांपासून उपलब्ध होणाऱ्या सोयी हा तर लोकांचा फायदा आहेच; व त्याबरोबर सरकारी उत्प-न्नांत भर पडून प्रजेवरच्या कराचा बोजा बराच कमी होतो. व्यक्तींच्या हातांत जाणारा फायदा सरकारला मिळाला असतां पर्यायानें तो लोकांच्या खिशामध्येंच जात असतो. ओखाबंदराची वाढ व रेलवेची, कालव्यांची व विजेच्या कारखान्यांची वाढ आणि जोपासना करण्यांत बडोदा सरकारनें दाखविलेली धडाडी अभिनंदनीय आहे; आणि असल्या बाबींपासून संस्थानास मिळणारें उत्पन्न आज सुमारें १५ लक्ष आहे. ह्या रकमेपैकीं सर्वांत मोठा व महत्वाचा भाग रेलवे उत्पन्नाचा आहे, हें लक्ष्यांत ठवणें जरूर आहे. लोकोपयोगी व्यापारी स्वरूपाचे व्यवहार केवळ सरकारच्या फायद्यासाठीं चालवावयाचे नसले तरी त्यांपासून संस्थानी तिजोरींत मर्यादित प्रमाणांत उत्पन्नाची भर पडावी अशी अपेक्षा करणें गैरवाजवी नाहीं.

खर्चाच्या बाजूस वळलें असतां त्यांत शिक्षणाचा हिस्सा सर्वांत मोठा आढळून येतो, व त्याप्रीत्यर्थ ३८ लक्ष रुपयांची तरतूद केली जाते, ही गोष्ट अभिनंदनीय नाहीं असें कोण म्हणेल? प्राथमिक शिक्षण सार्वत्रिक

सक्तीचें करण्याचें कामीं बडोद्यानें पुढाकार घेऊन सर्व हिंदुस्थानास उदाहरण घालून दिलें हें महशूर आहे. शिक्षणाच्या खालोखाल म्हणजे ३०-३१ लक्ष रुपये पब्लिक वर्क्सवर खर्च होतात. इमारती, रस्ते वगैरे कामांवरील खर्चावरून सरकारचें लोकांच्या सोयींसंबंधाचें धोरण अजमावतां येतें. फौजेचा खर्च २३ लक्ष व तितकाच खर्च खानगीचा आहे; व ही रकम एकंदर खर्चाच्या एक-पंचमांशाइतकी आहे. ब्रिटिश राज्यांत व इतत्रहि या बाबतींत काटकसर होण्याची आवश्यकता प्रतिपादली जात आहे, हें विसरून चालावयाचें नाहीं. निरनिराळ्या खात्यांवर किती खर्च व्हावा ह्याचें शेंकडावार प्रमाण ठरविण्यांत आलें असून खर्चाकडे लक्ष ठेवण्याचें काम एका स्वतंत्र कमीटीकडे सोंपविण्यांत आलें आहे. त्याचप्रमाणें, खर्चामध्यें छाटाछाट करण्याकडे लक्ष्य पुरवलें जात असून बचत करण्याचे यत्न चालू आहेत. सध्यांचे दिवस मंदीचे, आंखडत्या उत्पन्नाचे व निरुत्साहाचे आहेत. त्यामुळें निरनिराळ्या लोकोपयोगी खात्यांवरील खर्च कमी व्हावा आणि प्रजेनें ज्यास्त सवलतींची अपेक्षा न करतां स्वतःच्या खिशांत अधिक खोल हात घालावा अशी इच्छा राज्यकर्त्यांच्या मनांत उत्पन्न व्हावी यांत नवल नाहीं. अलीकडील लोकमताचा ओघ ह्याच्या अगदीं उलट दिशेनें वहात चालला आहे ही गोष्टहि तितकीच स्पष्ट आहे. तथापि भरभराटीच्या काळांत बडोदा संस्थाननें अनेक सुधारणांचा उपक्रम करून त्यांवर पैसा खर्च करण्याची व्यवस्था लावून दिली, ह्यामुळें तेथील सरकारचें सांपत्तिक धोरण प्रगमनशील असेंच राहिलें आहे. संस्थानच्या शिलका एकंदरीनें पहातां समाधानकारक स्थितींत असून त्यांचा विनियोग योग्य रीतीनें झालेला दिसत आह. उत्पन्न खर्चावर आणि हिशेबाच्या व्यवस्थेवर चांगली देखरेख ठेवण्यांत येत आहे, आणि सामान्य प्रजाजनांच्या उपयोगी पडण्यासारख्या बाबांवर खर्च करून त्यांस हरतऱ्हेनें साहाय्य देण्याची सरकारची प्रवृत्ति मंदीच्या काळांतहि नाहींशी झालेली नाहीं. बडोदासरकारच्या सांपत्तिक पद्धतीवर व स्थितीवर संस्थानच्या अधिपतींचा ध्येयवाद, व्यावहारिक बुद्धि व कार्यक्षम करडी देखरेख ह्या सर्वांचा ठसा एकसमयावच्छेदेंकरून स्पष्टपणें उमटलेला पहाण्यास सांपडतो.

---

# સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ
## અને
# શ્રીમંત મહારાજા સાહેબ.

( લેખક—શ્રીયુત લલ્લુભાઈ કિશોરભાઈ. )

**સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ.**

વડોદરા રાજ્યની પ્રજા એક બીજા સાથે તથા સરકાર સાથે સહકારથી લોકોપયોગી કામો કરી શકે, સ્થાનિક વ્યવસ્થાનાં કામોમાં પ્રજાની મદદ મળે, લોકોપયોગી કામો સારાં, સત્વર અને સંતોષકારક થઈ શકે, અને પ્રજાવર્ગ એ માટે પુરતો અનુભવ મેળવી સ્વરાજ્યને રસ્તે આગળ વધી શકે તે માટે શ્રીમંત મહારાજા સાહેબે રાજ્યમાં ગામ પંચાયતો, સ્થાનિક પંચાયતો અને સુધરાઇઓ સ્થાપન કરીને પ્રજા ઉપર મહાન ઉપકાર કરેલો છે.

### ગામ પંચાયતો

**જુના વખતની ગામ પંચાયતો.**

૨. આપણા દેશમાં પંચાયતથી કામ કરવાની પ્રથા ઘણા જુના કાળથી અસ્તિત્વમાં હતી. તે વખતે દરેક ગામનો કારભાર ગામના આગેવાનો (પંચો) કરતા. ગામમાં કંઈપણ તકરાર કે ટંટો ઉપસ્થિત થાય તો તેનો નિર્ણય પણ પંચો કરતા. ગામ ખર્ચ માટે પાકમાંથી અમુક અંશ લઇને અગર ફાળા નાખીને રકમની સવડ કરતા. પંચ પ્રમાણિકપણે કામ કરતા. લોકોનો પણ પંચોમાં વિશ્વાસ રહેલો તેથીજ "પંચ ત્યાં પરમેશ્વર" એવી લોકમાન્યતા હતી. લેવડ દેવડના તોડ કે ઇન્સાફ પણ આ ગામ-આગેવાનો (પંચો) દ્વારા થતો ગામના કારભારમાં આ પંચો સર્વ પ્રકારની સત્તા ભોગવતા, અને આ પંચોની આગેવાની નીચે ગામડાનું જીવન સ્વાશ્રયથી ભરપુર રહેતું. ગામનાં અનેક સાર્વજનીક કામો અંગ મહેનત અથવા તો ફાળો કરીને કરવામાં આવતાં.

**જુની ગામસંસ્થાઓમાં શિથિલતા.**

૩. આ ગામ વ્યવસ્થામાં બ્રીટીશ રાજ્ય અમલની શરૂઆત પછી ફેરફાર થવા માંડ્યો. દિવાની અને ફોજદારી કોર્ટો સ્થપાયાથી તે તકરારોના નિકાલનું કામ પંચો પાસે જતું બંધ પડ્યું. મહેસુલની પદ્ધતિ વિગેરે બદલાયાથી લોકોનો સંબંધ સરકાર સાથે વધતો ગયો. ગામખર્ચની રકમો ઘટવા લાગી અને ગામ આગેવાનો ( પંચો ) પાસેનું કામ ઘટવા લાગ્યું. પરિણામે આ જુની ગામ સંસ્થાઓ શિથિલ થવા લાગી. પ્રથમના વખતમાં ગામ સ્વરાજ્ય ભોગવનારી આ સંસ્થાઓ માત્ર નામની જ રહી અથવા તો નષ્ટ થઇ ગઈ.

૪. આપણા શ્રીમંત મહારાજા સાહેબને રાજ્યની સત્તા પોતાને હસ્તક લીધા પછી આ મહત્વની સંસ્થાઓનું ઉપયોગીપણું જણાયું. આ સંસ્થાઓને ચાલુ રાખવા ઈંતેજારી બતાવી. સન ૧૮૮૩ માં તે વખતના સેટલમેન્ટ કમીશનર મે. ઇલીઅટ સાહેબે જણાવ્યું કે, "શ્રીમંત મહારાજા સાહેબની ઉદાર ઇચ્છા એવી છે કે ગામને ફરીથી સ્વરાજ્ય ચલાવતું કરવું." સન ૧૮૯૧ ની સાલમાં થએલા ગામ નોકરી સંબંધી નિયમમાં ગામ પંચાયત સંસ્થાને સામાન્ય પાયાઉપર લાવવા ગોઠવણ થઇ. ગામની સાફસુફી, પરબ હવાડા, મહાવેરા, દેવસ્થાન અને ગામ નોકરો ઉપર દેખરેખ રાખવા ગામ પંચોને સત્તા આપી. તે વખતે ગામ પંચોની પસંદગી તાલુકાના વહીવટદાર ગામના માણસોમાંથી લાયક જોઇને કરતા. આ પ્રમાણે ગામપંચોની પદ્ધતિ ફરીથી શરૂ કર્યા બાદ ગામનાં કામો કેવી રીતે કરાવવાં તે માટે મુસ્કેલી ઉભી થતાં આવા કામો સરકારે પોતાના ખર્ચે કરાવી લેવા ધોરણ ઠરાવી તેને માટે દર સાલ રકમો મંજુર કરવામાં આવતી. સ્થાનિક સાર્વજનીક કામો માટે સન ૧૯૦૪ માં શ્રીમંત મહારાજા સાહેબે રૂ. ૧,૭૫,૦૦૦) મંજુર કર્યા હતા.

**જુની ગામ વ્યવસ્થા સજીવન કરવાની શ્રીમંતે શરૂઆત કરી.**

૫. કામરેજ તાલુકાના જમાબંદી સેટલમેન્ટ વખતે રસ્તા વિગેરેની કઢંગી સ્થિતિ જોઇ તે સુધારવા માટે સને ૧૮૯૬-૯૭ માં જમીનના આકાર ઉપર લોકલસેસ ચઢાવવા સેટલમેન્ટ કમીશનર સાહેબે ભલામણ કરી. સાર્વજનીક કામો મુલકી અમલદારો મારફત થતાં હોવાથી તે વખતે લોકલસેસ જમીનના આકારમાં દાખલ કરવામાં આવ્યો. પછીથી લોકલસેસ જુદો રાખવા ઠર્યાથી તે જુદો પાડવામાં આવ્યો. તે પછી જ્યાં જમાબંદી સેટલમેન્ટ નવેસર અગર ફરીથી લાગુ થયું ત્યા સેટલમેન્ટ વખતે અને બીજા સ્થળે વિશેષ હુકમથી જમીનના આકાર ઉપર રૂપીએ એક આના પ્રમાણે લોકલસેસ આખા રાજ્યમાં થોડા વખતમાંજ દાખલ કરવામાં આવ્યો.

**જમીનના આકાર ઉપર લોકલસેસ.**

૬. લોકલસેસ દાખલ થયા પછી પણ કેટલાક વખત સુધી સાર્વજનીક કામો મુલકી અમલદારો મારફત થતાં. પરંતુ લોકલસેસની ઉપજનો વિનિયોગ લોકોના જ હાથે કરાવી લેવો એવી શ્રીમંત મહારાજા સાહેબની ઇચ્છા હતી, તે પ્રમાણે ગામ પંચાયત સંબંધી નિયમ કરવામાં આવ્યો, તે સન ૧૯૦૩ ના ફેબ્રુઆરી માસથી અમલમાં આવ્યો. આ નિયમથી નીમે સંખ્યાના પંચો, ચુંટણીથી લેવાનું ધોરણ ઠરાવ્યું. તે ઉપરાંત પંચાયતનું બંધારણ, પંચોની લાયકી

**સન ૧૯૦૩ નો ગામ પંચાયત સંબંધી નિયમ અને ગામ પંચાયતોની રચના.**

સંબંધી તથા નાલાયકી સંબંધી, અધ્યક્ષ કોને રાખવા, પંચાયતે શું શું કામો કરવાં, અધિકાર અને કર્તવ્ય પંચાયતે કેવી રીતે બજાવવાં, તથા હીસાબ રાખવા સંબંધી ધોરણો ઠરાવવામાં આવ્યાં. આ નિયમથી ગામનાં મહત્વનાં તેમજ સાર્વજનિક કામો કરાવવાની ગામપંચાયતોને સત્તા મળી. એક હજાર અગર તેથી વધારે વસ્તીવાળાં ગામે ગામ પંચાયત નીમવાનું ધોરણ ઠરાવ્યુ પણ તે ઉપરાંત જે ગામે પંચાયત નીમવી જોઇએ એમ સુબા સાહેબને યોગ્ય લાગે ત્યાં પંચાયત નીમવી એવી સવડ રાખેલી હોવાથી ઘણાં ખરાં નહાનાં ગામોએ પણ પંચાયતો સ્થપાઈ. સંવત ૧૯૭૨ માં રાજ્યમાં સ્થપાએલી ગામપંચાયતોની સંખ્યા ૨,૩૦૧ હતી. નિયમથી નક્કી કરેલાં ઘણાં ખરા કામ ગામ પંચાયતને સોંપવામાં આવ્યાં. એટલે ગામની સ્વચ્છતા સંબંધી, માણસ અને ઢોરના ભયંકર રોગનો અટકાવ કરવા સબંધી, સાર્વજનીક મિળકતની દેખરેખ, શાળા ઉપર દેખરેખ, રૂ. ૧૦) સુધી વળતર ઠરાવવાનું કામ, વેઠની વ્યવસ્થા, ગામનોકર ઉપર દેખરેખ તથા કેટલાક ગામ નોકરની નીમણુક કરવા સંબંધી, કુવા, તળાવ, રસ્તા, અને સાર્વજનીક મકાન બાંધવા અને દુરસ્ત કરવા સંબંધીના કામો ગામ પંચાયતોના અધિકારમાં સોપાયા.

**ગામ પંચાયતોને દિવાની અને ફોજદારી કામો ચલાવવાના અધિકાર.**

૭. લાયક ગામ પંચાયતને રૂ. ૨૫) સુધીના અમુક પ્રકારના દિવાની દાવા ચુકવવાનો તથા બખેડો, મારામારી, ગાળાગાળી, હુમલો, હલકીવ્યથા, રૂ. ૧૫ સુધીની ખેતીના માલની ચોરી વગેરે કેટલાક ન્હાના ગુન્હાઓનો ઇન્સાફ કરવાનો અધિકાર આપી શકાય એવું ધોરણ ઠરાવી નિયમમાં તે પ્રમાણે સુધારો સં. ૧૯૬૫ ની સાલે કરવામાં આવ્યો. કેટલીક લાયક ગામ પચાયતોને દિવાની ફોજદારી અધિકાર આપવામાં આવ્યા હતા, પણ તેવા અધિકાર થોડીકજ ગામ પંચાયતોને આપ્યા હતા. તેમાં પણ ગામ પંચાયતોના અધિકારમાં આવી શકે એવા દિવાની દાવા અને ફોજદારી ગુન્હાનું પ્રમાણ ઓછું હોવાથી અધિકાર મળેલી ગામપંચાયતને પણ એવાં કામ ચલાવવાના પ્રસંગ જવલેજ આવતા.

**શરૂઆતમાં ગામ પંચાયતને આપેલી ઉપજ.**

૮. સને ૧૯૦૩ માં ગામપંચાયત સબંધી નિયમ થયા પછી ગામ પંચાયતોને લોકલ સેસના ફાળાની કેટલીક રકમ ગામના કામો કરવા માટે આપવાનું ઠરાવ્યું તે પછી ફળ હરરાજીનું ઉત્પન્ન ગામ પંચાયતોને આપવાનુ ઠરાવ્યું. વિશેષ ઉત્પન્ન ગામપંચાયતોને આપવાની જરૂર જણાયાથી ઘાસની ઉપજ, સુકાં લાકડાંના વેચાણની ઉપજ, અને તે પછી ગામઠાણની જમીનનું કીરાયું પણ ગામ પંચાયતને શ્રીમંત સરકારે આપેલ

છે. લોકલસેસની ફાળવણીની રકમ કેટલોક વખત ગામ પંચાયતોને આપ્યા પછી સદર ઉપજની બરોબર વ્યવસ્થા ગામ પંચાયતો કરી શકતી નથી એમ લાગ્યાથી લોકલ સેસની ફાળવણી ગામપંચાયતોને આપવાની બંધ કરી તે રકમ મહાલ પંચાયતને હસ્તક રાખવામાં આવી. સંવત ૧૯૮૬ માં મહાલ પંચાયતો કમી કરવામાં આવી ત્યાંસુધી પ્રાંતમાંથી આવતી લોકલસેસની ફાળવણી મહાલ પંચાયતોને હસ્તક રાખી હતી.

**ગામ પંચાત સંબંધી નિબંધ અને તેમાં સુધારા**

૯. ગામ પંચાયત સબંધી સન ૧૯૦૩ નો નિયમ થયા પછી તેમાં અનેક સુધારા વધારા થયા હતા, તેમજ તે નિયમ અજમાયશ તરીકે થએલો હોવાથી અને કેટલાક વિશેષ સુધારાની જરૂર જણાયાથી હાલનો એટલે ચાલુ ગામ પંચાયત સંબંધી નિબંધ શ્રીમંત સરકારે તૈયાર કરાવ્યો અને તે તા.૩૦-૧૨-૧૯૨૦ ની આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ કર્યો. સદર નિબંધના ધોરણે તથા તે પછી સંવત ૧૯૮૭ ના થએલા સુધારાપ્રમાણે હાલ ગામ પંચાયતોની વ્યવસ્થા ચાલે છે.

**ગામપંચાયત માટે નવીન વ્યવસ્થા.**

૧૦. પંચાયતોની પ્રગતિ થઈ શકે તે માટે તપાસ કરી નિવેદન કરવા સન ૧૯૨૮ ના જુન માસમાં એક સમિતી મે. રાઇસ સાહેબના પ્રમુખપણા નીચે નીમાઈ હતી. તેમાં પ્રજાવર્ગમાંથી બે સભાસદ (રા. રાજ્યરત્ન ભાઈલાલભાઈ અમીન તથા રા. દીનશાહ ડાબુ) નીમવામાં આવ્યા અને તે ઉપરાંત બીજા ત્રણ સભાસદ સરકારી અમલદાર વર્ગમાંથી નીમ્યા હતા. આ સમિતીએ પ્રશ્નાવલીથી લોકોની સલાહ મેળવીને તથા બીજી કેટલીક તપાસ કરીને એક નિવેદન શ્રીમંત સરકારને સાદર કર્યું. તેના પરિણામે શ્રીમંત સરકારે પંચાયતોની પુનર્રચના સબંધી હજુર મધ્યવર્તી કચેરીથી વટહુકમ પ્રસિદ્ધ કર્યો અને નીચે પ્રમાણે ધોરણો ઠરાવ્યા:

(૧) ગામ પંચાયતો ગામની હદનાં રૂ. ૫૦૦ અંદરના કામો કરશે ગામની હદના કામમાં તેજ ગામની હદમાંના સીમાના રસ્તાનો પણ સમાવેશ થાય છે.

(૨) પ્રાંત પંચાયતને લોકલસેસની ફાળવણી મળે તેમાંથી એક આને બે પાઈ જેટલી રકમ ગામ પંચાયતોને તેમના લોકલસેસના ઉત્પન્નના પ્રમાણમાં ફાળવી આપવી.

(૩) ખેતી શિવાયના આકાર માટે નવીન યોજના લાગુ થાય તો પણ ગામડાણના કીરાયાની ઉપજ ગામ પંચાયતને આપવી.

( ४ ) ગામ પંચાયત કર નાખી ઉત્પન્ન વધારે તો સરકારમાંથી તેટલીજ વિશેષ રકમ આપવી.

( ૫ ) ડબાની વ્યવસ્થા અને સીલક પટેલ તલાટીને સોંપવી.

એ પ્રમાણે પુનર્રચનાથી ગામ પંચાયતોની સ્થિતિ પ્રથમના કરતાં વધારે મજબુત થઈ છે અને વધારે કામો કરવાની તક પ્રાપ્ત થઈ છે. ગામનાં કામો કરવા માટે શરૂઆતનાં કેટલાંક વર્ષો સુધી લોકલસેસની ઉપજમાંથી ગામ પચાય-તોને અપાતો ફાળો બંધ થએલો તે હવે ફરીથી ચાલુ થયો છે.

**ગામ પંચાયતે કરવાનાં અવશ્યનાં તથા મરજી આત કામો સંબંધી.**

૧૧. પચાયતોની પુનર્ચના સંબંધી થએલા હુકમ પછી ગામ પંચાયત સંબંધી નિબંધ સુધારવા વિષે નિબંધ સં. ૧૯૮૭ નો ૧૦ માંથી ઘણા મહત્વના સુધારા ગામ પંચાયત સંબંધી નિબંધમાં થયા છે. જેવા કે અવશ્ય કરવાનાં કામો અને મરજીમાં આવે ત્યારે કરવાનાં કામો નકી કરી આપ્યાં છે. અવશ્ય કરવાનાં કામો એટલે ( ૧ ) પાણીના પુરવઠાનું કામ, ( ૨ ) સ્વચ્છતા અને આરોગ્ય રક્ષણ સંબંધી, ( ૩ ) ગામઠાણ અને સીમાના રસ્તા તૈયાર કરવા સંબંધી, ( ૪ ) ગામાત કુવા, તગાવ સાફ રાખવાં તથા જુજ દુરૂસ્તી કરવાનું કામ, ( ૫ ) દેવસ્થાન ઉપર દેખરેખનું કામ, ( ૬ ) સરકારી તથા સાર્વજનીક મિલકતની વ્યવસ્થા અને દેખરેખ, ( ૭ ) પ્રાંત પંચાયત સોપે તે મકાન બાધવા સંબંધી, ( ૮ ) સીતળા ટંકાવવાની તજવીજનું કામ, ( ૯ ) શાળા ઉપર દેખરેખનું કામ, ( ૧૦ ) ગામ નોકર ઉપર દેખરેખ રાખવાનું કામ, ( ૧૧ ) ફરજીયાત કેળવણીના કાયદાનો અમલ કરવા સંબંધી, ( ૧૨ ) બાળલગ્ન-પ્રતિબંધક નિબંધનો અમલ કરવાનું કામ, ( ૧૩ ) વજન તથા માપના દેખરેખનું કામ, ( ૧૪ ) હીમાયતી તથા ગામાત તળાવ ઉપર દેખરેખ રાખવા સંબંધી, ( ૧૫ ) સરકારી કામે મજુર, ગાડાં પુરા પાડવાનાં તે માટે દેખરેખનું કામ, ( ૧૬ ) રેલ કે અતિવૃષ્ટિમાં આફતમાં આવેલા માટે તાત્કાલીક ઈલાજ લેવા સંબંધી.

એ શિવાય બીજા કેટલાંક કામો ગામપંચાયતની મરજીમાં આવે ત્યારે કરવાનું ઠરાવ્યું છે. જેવા કે પુસ્તકાલય સ્થાપવા, રસ્તાની બાજુએ ઝાડ રોપવાં, સાર્વજનીક બગીચા સ્થાપવા, ગ્રામ ઔષધાલય સ્થાપવાં વિગેરે.

**ગામપંચાયતના સાધારણ અને વિશેષ અધિકાર.**

૧૨. ગામપંચાયત સબંધી નિબંધમાં સં. ૧૯૮૭ ના થયેલા સુધારાથી ગામપચાયતના સાધારણ અધિકાર અને વિશેષ અધિકારની સ્પષ્ટતા કરી છે. સાધારણ અધિકાર દરેક ગામપંચાયતને વાપરવા સત્તા છે. વિશેષ અધિકાર મળેથી વાપરવાના છે. સાધારણ અધિકાર એટલે ( ૧ ) ગામઠાણમાં ઘર બાંધ-વાની પરવાનગી આપવી, ( ૨ ) પરવાનગીમાં હરકત

પ્રસંગે વહીવટદારની મંજુરીથી રૂ. ૧૫ સુધી વળતર ઠરાવવું, ( ૩ ) પટેલ તલાટી શિવાયના ગામનોકરની નિમણુંક કરવી, ( ૪ ) જે તે સાલનું રૂ. ૫) સુધીનું ફાજલ પરત આપવું, ( ૫ ) રાજીનામું આપવા તથા દત્તક શિવાયના વારસાઈના પ્રસંગે મોબદલો મંજુર કરવો, ( ૬ ) ગામપચાયતના કાગળોની નકલો આપવી એ પ્રમાણે કામો કરવા દરેક ગામપચાયતને સત્તા છે.

વિશેષ અધિકાર એટલે (૧) રૂ. ૨૫) સુધીના દીવાની દાવા ચુકવવાનું કામ, ( ૨ ) કેટલાક ગુન્હાનું ગ્રામ્ય ફોજદારી ન્યાયાધીશ તરીકે ઇન્સાફ કરવાનું કામ, ( ૩ ) ખાતાની જમીનના મોબદલા સંબંધી, ( ૪ ) બીજા નિબંધ નિયમ અન્વયે જે કામો કે અધિકાર આપવામાં આવે તે. આ વિશેષ અધિકાર કોઇ ગામપંચાયતને આપવામાં આવે તોજ વાપરી શકે છે.

**કર કે લાગતનું ગામ પંચાયતનું ઉત્પન્ન અને સરકાર મદદ વિષે.**

૧૩. નિબંધની કલમ ૨૮ થી કેટલાક કર કે લાગત બેસાડવાનો ગામ પંચાયતોને અધિકાર આપેલા છે અને કરથી ઉપજ કરે તેટલી સરકાર મદદ આપવાનું ધોરણ ઠરાવેલું છે. તેમછતાં સં. ૧૯૮૭ આખર સુધીમાં ઇટોલા ગામપંચાયત શિવાય બીજી કોઇપણ ગામ પચાયતે તેનો લાભ લીધો નથી. પરંતુ હવે કરકે લાગતથી અથવા તો ફાળાથી કે અંગ મહેનતથી ગામ પંચાયત ઉપજ વધારે તો તેનેપણ તેટલી બીજી રકમ સરકાર મદદની આપવા ધોરણ હાલજ ઠરાવ્યું છે અને તેનો લાભ લેવા કેટલાંએક ગામોએ તત્પરતા બતાવી છે. સ્થાનિક અમલદારે એ પણ આ બાબત વિશેષ લક્ષ આપવા માંડયું છે એટલે થોડા વખતમાં તેને માટે સારી આશા રહે છે.

**સં. ૧૯૮૭ આખરે ગામ પંચાયતો અને તેની સ્થિતિ.**

૧૪. સંવત ૧૯૮૭ આખરે વડોદરા પ્રાંતમાં ૫૯૫, મેહેસાણા પ્રાંતમાં ૯૨૦, નવસારી પ્રાંતમાં ૪૦૬, અમરેલી પ્રાંતમાં ૧૬૦, ઓખામંડળમાં ૩૭ મળી રાજ્યમાં કુલ ૨,૧૧૮ ગામ પંચાયતો હતી અને તેમાં ૧૩,૧૫૧ સભાસદ હતા. પાછલી સાલ કરતાં ૧૧ ગામ પંચાયતો કમી થઈ. તેનું કારણ છેક નહાનાં કે અણ આવડતવાળાં ગામે સ્વતંત્ર ગામ પંચાયત નહિ રાખતાં બીજા ગામ સાથે જોડીને ગ્રુપ ગામ પંચાયતો બનાવવાનું ધોરણ ઠરાવ્યાથી તેવાં ગામોની પંચાયતો કમી થએલી છે. તોપણ સભાસદની સંખ્યામાં ૭૯૮ નો વધારો થયો છે. દરેક ગામ પંચાયતમાં ૬ થી ૧૨ સભાસદ હોય છે. તેમાં ⅔ ચુંટાએલા છે અને ⅓ નીમાએલા છે. અમુક લાયકી ધરાવનારના મત ગામ પંચાયતની ચુંટણીમાં લેવાય છે. તલાટીને પણ હવે ગામ પંચાયતનો સભાસદ નીમી શકાય છે. પંચાયત ત્રણ વર્ષ ચાલુ રહે છે, તે પછી ફરીથી ચુંટણી થાય છે.

સંવત ૧૯૮૭માં ૨,૧૧૮ ગામ પંચાયતોએ કુલે ૨૫,૭૧૫ ઠરાવો કર્યાં હતા. તેમાં ૩,૮૯૮ પરવાનગી સંબંધી; ૨,૮૯૭ ગામનોકર સંબંધી; ૪,૧૮૫ સાર્વજનિક કામ સબંધી; ૪,૭૬૧ જમીન અને મોબદલા સબંધી; અને ૯,૮૮૪ પરચુરણ હતાં.

પાછલી સિલક રૂ. ૫૫૭,૧૬૨] હતી. સં. ૧૯૮૭ માં ૩૦૮,૯૯૯] ઉપજ આવી હતી, તેમાંથી ૧૯૮૭ માં રૂ. ૧૮૬,૦૫૭ ખર્ચ થયો હતો. તેમાં કુવા માટે રૂ. ૪૨,૯૮૨] રોડ માટે રૂ. ૫૮,૧૫૬], તળાવ માટે રૂ. ૧૯,૧૨૮], સ્વચ્છતા માટે રૂ. ૨,૪૯૭] અને બીજા કામ માટે રૂ. ૬૩,૨૯૪ ખર્ચ કરેલો હતો.

**ગામ પંચાયતો માટે હવે સારી આશા.**

૧૫. ઉપરના સં. ૧૯૮૭ ની સાલના આંકડા જોતા નવીન બંધારણ પછીના વર્ષમાં ગામ પંચાયતોનું કામ મંદપણે થયું હોય એમ દેખાય છે. પરંતુ સંવત ૧૯૮૬ માં રૂ. ૧૩૨,૩૫૦) નાં કામ થયાં હતાં એટલે ૧૯૯૭ માં આશરે ૫૪ હજારનાં કામ ગામ પંચાયતોએ વધારે કરેલાં છે. ગામ પંચાયતોના કામ સત્વરે નહિ થવામાં બીજી અડચણો શરૂઆત તરીકેની આવી છે. જેવા કે રૂ. ૨૦૦) સુધીનાં કામ પંચકયાસ કરાવીને અને ૨૦૦ ઉપરાંતનાં ૫૦૦ સુધીનાં કામ એસ્ટીમેટ કરી કરાવવાં જોઈએ. એટલે એસ્ટીમેટો કરાવવામાં વખત જાય છે તથા કામો કરાવવામાં લોકોની અણઆવડત અને ગામની પક્ષાપક્ષીના કારણો, જવાબદારી લેવાની હીમતની ખામી વિગેરે કારણે કામો પુરતા પ્રમાણમાં થયાં નથી એમ જણાય છે. પણ હવે એ સ્થિતિ વધારે વખત રહેશે નહિ.

ગામ પંચાયતનાં કામો માટે તાલુકાવાર મીસ્ત્રી કે સબ ઓવરસીયરની વ્યવસ્થા કરવાનું સરકારે નક્કી કર્યું છે. ગામના કામો કરાવવામાં લોકોનો ઉત્સાહ વધારવાના પ્રયત્નો શરૂ થયા છે એટલે નજીકનાં વર્ષોમાં ગામ પંચાયતોનું કામ વધારે ગતિથી થશે એમ લાગે છે.

**ગામડાંમાં પાણીની યોજના**

૧૬. ગામડામાં પાણીની યોજના શરૂ થયેલી છે. સરકાર મદદ, પ્રાંત-પંચાયત મદદ, અને લોક મદદથી કેટલાક ગામોમાં વોટર વર્કસ થએલાં છે અને બીજાં વધારે ગામો તેનો લાભ લેશે એવી આશા રખાય છે.

**તાલુકાની ગામપંચાયતોની પરીષદ દર વરસે ભરવા બાબત.**

૧૭. ગામપંચાયતોને તેમના કર્તવ્યનું શિક્ષણ મળે અને ઉત્સાહ વધે તે માટે, તેમજ તેમના કામોમાં આવતી અડચણનો વિચાર કરવા દરેક તાલુકામાં ગામપંચાયતોની પરિષદ ભરવાની ખાસ જરૂર છે. કેટલાક સ્થળે આવી પરિષદ ભરાએલી તેનું પરીણામ સારૂ આવ્યું હતું.

## સુધરાઇ

**સુધરાઇ માટે નિબંધ તથા નિયમ**

૧૮. મોટા ગામો અને કસ્બા માટે ब વર્ગની સુધરાઇઓ તથા મોટાં શહેર માટે अ વર્ગની સુધરાઇ સ્થાપીને ત્યાંની પ્રજાને શ્રીમંત મહારાજા સાહેબે સ્થાનિક સ્વરાજ્યનો હક બક્ષેલો છે. પ્રજાને પોતાનો સ્થાનિક કારભાર પોતાની મેળે કરવાની સુંદર તક આપેલી છે. આપણા રાજ્યમાં વડોદરામાં સને ૧૮૬૯ થી અને પાટણ, નવસારી, અમરેલી, પેટલાદ વિગેરે સ્થળે સુધરાઇઓની સ્થાપના સને ૧૮૭૭ સાલથી અગર એ અરસામાં થએલી છે. સને ૧૮૯૧ ની સાલમાં તે માટે કેટલાક સાદા નિયમો ઘડવામાં આવ્યા હતા, અને સુબા સાહેબ લોકોમાંથી સુધરાઇના સભાસદ નીમતા. પોતાની મેળે પોતાનો કારભાર ચલાવી શકે નહિ એવી ब વર્ગની સુધરાઇઓ માટે સરકાર મદદથી ચાલનારી સુધરાઈ સંબંધી નિયમ તૈયાર કરવામાં આવ્યો અને તે તા. ૧ મે સન ૧૯૦૫ થી અમલમાં આવ્યો હતો અને શહેર સુધરાઇઓ માટે કામકાજ અને વહીવટ સંબંધી વિષેશ અધિકાર આપીને સુધરાઈ નિબંધ ઘડવામાં આવ્યો. તે તા. ૧-૨-૧૯૦૬ થી અમલમાં આવ્યો હતો. આ નિયમોથી સુધરાઈ માટે સભાસદ ચુંટવાનો હક લોકોને આપવામાં આવ્યો. રૈયત વર્ગ પોતાના ઉપર જોખમ લઈ વ્યવસ્થા કરે તે માટે મહત્વનો હક આપવા અને કામ કરવાનું શિક્ષણ મળવાનો રસ્તો બતાવવો એવા હેતુથી શ્રીમંત મહારાજા સાહેબે તા. ૧-૯-૧૯૦૪ ના હુકમથી ફરમાન કરેલું હતુ.

**अ વર્ગની સુધરાઇઓ અને ઉપજ.**

૧૯. સંવત ૧૯૭૨ ની સાલે अ વર્ગની સુધરાઈ ૧૦ હતી, તે સં. ૧૯૮૭ માં ૧૩ થએલી છે. વડોદરા પ્રાંતમાં ૩, મેસાણા પ્રાંતમાં ૬, નવસારી પ્રાંતમાં ૩, અને અમરેલી પ્રાંતમાં એક હતી. વડોદરા શહેર સુધરાઇની કુલે આવક સં. ૧૯૭૨ માં રૂ. ૪,૭૭,૫૯૬) હતી. તે વધીને સં. ૧૯૮૭ ના સાલની ઉપજ રૂ. ૮,૭૩,૦૬૩ થઈ છે. જેમાં રૂ. ૧,૭૫,૦૦૦ સરકાર મદદ હતી. વડોદરા શહેર શિવાયની બીજી સુધરાઇઓની ઉપજ સં.૧૯૭૨ માં રૂ. ૧,૬૬,૫૨૪) હતી તે સં. ૧૯૮૭ માં રૂ. ૪,૯૪,૨૨૮) થઈ હતી. તેમાં સરકાર મદદ રૂ. ૩૩,૪૭૭) હતી.

**अ વર્ગના સુધરાઇનાં સાધનો અને પ્રમુખ.**

૨૦. अ વર્ગની સુધરાઇઓ તેમનો કારભાર સ્વતંત્રપણે ચલાવે છે. ટર્મીનલ ટેક્સ, ઘરવેરો, ટોલ, જકાત, પાણીવેરો, જાજરૂવેરો, ગટરવેરો, ગાડીવેરો, પરવાના, વિગેરે સાધનોથી ઉપજ કરવાનો આ સુધરાઇઓને હક છે. તે સિવાય જમીન ભાડું, મારકેટની આવક, વિગેરે બીજી પરચુરણ ઉપજ કરી શકે છે. વડોદરા શહેર સુધરાઈ માટે પ્રજાવર્ગમાંથી

શ્રીમંત સરકારે પસંદ કરેલા પ્રમુખ છે. પાટણ, નવસારી, અને અમરેલી સુધરાઇને પ્રમુખ ચુંટણીથી નીમવાનો હક શ્રીમંત સરકારે આપેલો છે. બીજી સુધરાઇઓ માટે વિભાગ નાયબ સુબા હોદ્દાની રૂએ પ્રમુખ છે.

વડોદરા, પાટણ, નવસારી, મેસાણા, અને વિસનગર સુધરાઇએ વૉટર વર્કસ કરેલાં છે. વડનગર માટે તજવીજ ચાલે છે.

**અ વર્ગની સુધરાઇએ કરેલાં કામો.**

૨૧. अ વર્ગની સુધરાઇઓમાં વસ્તીના પ્રમાણમાં વધારો થયો છે. તે બતાવે છે કે સુધરાઇએ સારૂં કામ કર્યાથી પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, વિગેરેમાંથી લોકોનો બચાવ થયો છે. નવસારી સુધરાઇએ મલેરીઆ તાવ અટકાવવા માટે પ્રયત્ન શરૂ કર્યાં છે. સં. ૧૯૮૭ માં એ કામે રૂ. ૩,૬૦૦) ખર્ચેલા છે અને ત્રણ વર્ષ માટે રૂ. ૨,૫૦૦) મંજુર કર્યા છે.

સુધરાઇઓએ ઉપજનો મોટો ભાગ (૧) પાણીનો પુરવઠો, (૨) ગટરકામ, (૩) પાણી છંટકાવ, (૪) દવા અને શીતળા, (૫) દીવાબત્તી, (૬) અગ્નીશાંતી, (૭) રસ્તા, (૮) બાંધકામ વિગેરે કામોમાં ખર્ચેલો છે.

**ब વર્ગની સુધરાઇઓને વિશિષ્ટ ગામ પંચાયતો બનાવી**

૨૨. કસ્બા અને મોટા ગામોમાં ब વર્ગની સુધરાઇઓ હતી. તેને સં. ૧૯૬૫ માં વિશિષ્ટ ગામપંચાયત એ સંજ્ઞા આપી તે સબંધીના ધોરણો ગામ પંચાયત સબંધી નિયમમાં દાખલ કરવામાં આવ્યા. આ વિશિષ્ટ ગામ પંચાયતના અધ્યક્ષ તાલુકાના રા. વહીવટદાર સાહેબને ઠરાવ્યા. સં. ૧૯૭૪–૭૫ થી ઉપપ્રમુખ પ્રજાવર્ગમાંથી ચુંટણીથી નીમવાની પ્રથા શરૂ થઇ. વિશિષ્ટ ગામપંચાયતોને (૧) ઘરવેરો, (૨) જકાત, (૩) ટોલટેકસ, (૪) જાજરૂ વેરો, (૫) પાણીપુરૂ પાડવા સબંધી કર, (૬) દીવાનો કર વિગેરે પ્રકારના કરો નાખવાની સત્તા આપવામાં આવી છે.

સંવત ૧૯૮૩ ની સાલે વિશિષ્ટ ગામ પંચાયત સબંધી નિબંધ કરવામાં આવ્યો અને તે તા. ૧–૮–૨૭ થી અમલમાં આવ્યો. તેને અનુસરી દરેક વિશિષ્ટ પંચાયતે પોતાના પેટા નિયમો તૈયાર કરી મંજુર કરાવી લેવા ઠર્યું.

**વિશિષ્ટ પંચાયતો ફરીથી ब વર્ગની સુધરાઇતરીકે ગણી.**

૨૩. સંવત ૧૯૮૭ સુધી આ સંસ્થાઓ વિશિષ્ટ પંચાયતો તરીકે રહી. સંવત ૧૯૮૭ ના નિબંધ ૧૦ થી વિશિષ્ટ પંચાયતોને ब વર્ગની સુધરાઇ એવું નામ આપી તે નિબંધને ब વર્ગની સુધરાઇ સબંધી નિબંધ એવી સંજ્ઞા આપવામાં આવી. એટલે હવે દરેક મોટાં ગામ કે કસ્બાની સંસ્થાને ब વર્ગની સુધરાઇ એ નામથી ઓળખવામાં આવે છે.

**સંવત ૧૯૮૭ માં ब વર્ગની સુધરાઇઓ અને ઉત્પન્ન**

૨૪. સંવત ૧૯૭૨ ની સાલે વિશિષ્ટ પંચાયતોની સંખ્યા ૩૧ હતી અને તેની કુલ આવક. રૂ ૧,૩૯,૨૭૪ હતી. સંવત ૧૯૮૭ ની સાલે આ ब વર્ગની સુધરાઇઓની સંખ્યા ૩૧ છે. તેમાં વડોદરા પ્રાંતમાં ૧૨, મેસાણા પ્રાંતમાં ૮, નવસારી પ્રાંતમાં ૫, અમરેલી પ્રાંતમાં ૩ અને ઓખામંડળમાં ૨ છે. સંવત ૧૯૮૬ માં આ સસ્થાઓ ૩૩ હતી, તેમાંથી ઉંઝા અને વડનગર अ વર્ગમાં જવાથી ब વર્ગમાં બે ઘટી છે.

સંવત ૧૯૮૭ ની સાલે ब વર્ગની સુધરાઈઓની આવક રૂ ૨,૮૭,૯૦૮ હતી. લોકલ સેસની ઉપજમાંથી ફાળા તરીકે અમુક ટકા ब વર્ગની સુધરાઇઓને ફાળવી આપવામાં આવે છે.

ब વર્ગની સુધરાઇઓને ( ૧ ) ઘરવેરો, ( ૨ ) ટોલ, ( ૩ ) પાણી પુરૂ પાડવાનો કર, ( ૪ ) બાજરૂવેરો, ( ૫ ) જકાત ( ૬ ) આરોગ્ય રક્ષણ સંબંધી કર વિગેરે કર નાખવાની સત્તા આપી છે. તે શિવાય કેટલીક ખુલી જમીનોના વાપર બદલ ભાડું લેવાનો હક આપેલો છે. તેનો ઉપયોગ આ સંસ્થાઓએ કરીને ઉપજમાં વધારો કરેલો છે.

**સં. ૧૯૮૭ ની સાલે ब વર્ગની સુધરાઇનો ખર્ચ વિગેરે.**

૨૫. દરેક ब વર્ગની સુધરાઈ પોતાની ઉપજના પ્રમાણમાં ( ૧ ) દીવાબતી, ( ૨ ) અગ્નીશાંતી, ( ૩ ) સાર્વજનીક કુવા, રસ્તા, મકાનો, ( ૪ ) પાણી છેટકાવ, ( ૫ ) ઝાડ ઉછેર વિગેરે લોકોપયોગી કામે ખર્ચ કરે છે. સં. ૧૯૮૭ સાલે એવાં કામે ब વર્ગની સુધરાઇઓએ રૂ. ૨,૬૬,૨૩૮ ખર્ચ કર્યો હતો.

ભાદરણ સુધરાઈ માટે હુજુર હુકમથી રા. મોતીભાઈ ભીખાભાઈ પટેલને પ્રમુખ નીમવામાં આવેલા છે. બીજી ब વર્ગની સુધરાઇઓના પ્રમુખ વહીવટદાર છે અને ઉપાધ્યક્ષ ચુંટણીથી નીમાય છે. સભાસદો $\frac{1}{2}$ ચુટણીથી અને $\frac{1}{2}$ નોમીનેશનથી નીમાય છે. નોમીનેશનમાં અડધા ઓફીસર લેવામાં આવે છે.

સાત સુધરાઇઓએ પોતાની મેળે અને ૩ સુધરાઇઓએ સરકાર ખર્ચથી વૉટર વર્કસ કરેલાં છે.

બંને વર્ગની સુધરાઇઓનો કારભાર એકંદરે સારી રીતે ચાલે છે.

## સ્થાનિક પંચાયતો.

**સ્થાનિક પંચાયતોની સ્થાપના.**

૨૬. વિદ્યાવૃદ્ધિ, લોકોની આરોગ્યતા, રસ્તા બાંધવા તથા મરામત કરવી એ અને બીજાં સાર્વજનીક કામો પ્રજાની મદદથી અને પ્રજાના સહકારથી સારાં થઈ શકે અને પ્રજા સ્વાવલંબી થતી જાય તે માટે શ્રીમંત મહારાજા સાહેબે વડોદરા રાજ્યમાં દરેક તાલુકા માટે મહાલ પંચાયત અને દરેક પ્રાંતને માટે પ્રાંત પંચાયત સન ૧૯૦૪–૫ માં સ્થાપન કરી. આ સંસ્થાઓ માટે "સ્થાનિક પંચાયત સંબંધી નિબંધ" ઘડવામાં આવ્યો અને તે વડોદરા શહેર શિવાય આખા રાજ્યને લાગુ કરવામાં આવ્યો છે. આ નિબંધ કેટલાક સુધારા થઇને હજુ અમલમાં છે.

સ્થાનિક પંચાયત સંબંધી નિબંધ થયા પછી પણ સુધરાઈની હદમાંના સાર્વજનીક કામો જે તે સુધરાઈ તરફથી જ ઠરેલા ધોરણે થાય છે તે માટે સુધરાઇઓને લોકલસેસની રકમમાંથી ફાળો દર વરસે આપવામાં આવે છે.

**મહાલ અને પ્રાંત પંચાયતોની રચના.**

૨૭. સ્થાનિક પંચાયતો સ્થાપન થયા પછી શરૂઆતમાં કેટલાંક વર્ષ સુધી ઠરેલી સંખ્યામાંથી નીમે સંખ્યાના સભાસદ ચુંટણીથી નીમવામાં આવતા અને બાકીના નીમે સભાસદ સરકારી નોકરમાંથી તેમજ રૈયતમાંથી નીમવામાં આવતા. મહાલ પંચાયતની ચુંટણી માટે ગામ પંચાયતના સભાસદ મતાધિકારી ગણાતા. પ્રાંત પંચાયતના સભાસદની ચુંટણી મહાલ પંચાયતના સભાસદમાંથી અને તેમના મતથી થતી. તે ધોરણ સં. ૧૯૮૫ સુધી ચાલુ હતું. મહાલ પંચાયતોમાટે ધોરણમાં ફેરફાર કરીને સં. ૧૯૭૬ ના સુધારાથી સીધી ચુંટણીનું ધોરણ દાખલ કર્યું અને ગામ પંચાયતમાટે નકી થએલા મતાધિકારીઓને મહાલ પંચાયતમાટે સભાસદ ચુંટી કહાડવાનો હક આપ્યો.

મહાલ અને પ્રાંત પંચાયતમાટે ચુંટણીના સભાસદોનું પ્રમાણ $\frac{1}{2}$ હતું તે વધારીને $\frac{2}{3}$ કરવામાં આવ્યું અને નીમેલા સભાસદનું પ્રમાણ $\frac{1}{2}$ ઉપરથી ઘટાડીને $\frac{1}{3}$ કરવામાં આવ્યું. આ ફેરફારથી ચુંટી કહાડવાના સભાસદની સંખ્યામાં વધારો થયો. પંચાયતમાં સરકારી નોકર $\frac{1}{6}$ થી વધારે નીમી શકાતા નથી.

**લોકલસેસના ફાળાની વ્યવસ્થા.**

૨૮. સ્થાનિક પંચાયતની ઉપજ મોટે ભાગે લોકલસેસ છે. લોકલસેસના ફાળામાંથી પ્રાંત પંચાયત પ્રાંતનાં મોટાં કામ માટે તથા મહેકમ માટે જોઇતી રકમ રાખી બાકીની રકમ દરેક મહાલ પંચાયતને લોકલસેસની ઉપજની વરાડે ફાળવી આપતી. આ પ્રમાણે મહાલ પંચાયતને મળેલા ફાળા-

માંથી શરૂઆતમાં કેટલોક વખત ગામ પંચાયતને લોકલસેસને અમુક ફાળો આપવામાં આવતો. પણ ગામ પંચાયતોથી તેનો ઉપયોગ બરાબર થઈ શકતો નથી એમ ઠરાવી દરેક મહાલ માટે મળેલો લોકલસેસનો ફાળો જે તે મહાલ પંચાયત પાસે રાખીને કામો કરાવવાનું ઠરાવ્યું. સં. ૧૯૮૫ સુધી એ પ્રમાણે વ્યવસ્થા હતી.

**પંચાયત પ્રતિનિધિ સભા.**

૨૯. પંચાયતોની પ્રગતિમાટે તથા કામકાજમાં આવતી ખામીઓનો વિચાર કરવામાટે પંચાયત પ્રતિનિધિ સભા નેક નામદાર દિવાન સાહેબના અધ્યક્ષપણા નીચે વડોદરામાં ભરવામાં આવતી. સંવત ૧૯૭૫ માં તથા તે પછી કેટલાંક વર્ષ પંચાયત પ્રતિનિધિ સભા ભરાઇને આવેલી સુચનાઓનો વિચાર થયો હતો અને તે ઉપરથી કામકાજની અડચણો દૂર કરવાના પ્રયત્નો થયા હતા. પંચાયત પ્રતિનિધિ સભાથી સભાસદોમાં ઉત્સાહ વધ્યો હતો અને પંચાયતની પ્રગતિ માટે તેમજ કામકાજની અડચણો માટે વિચાર કરવા તરફ વૃત્તિ વધી હતી. પંચાયતોની દૃષ્ટિએ ઘણો લાભ થયો હતો.

**ધંધાદારી જ્ઞાનવાળા મહેકમની રચના.**

૩૦. પ્રાંત પંચાયતનાં સાર્વજનીક કામો માટે ઈજીનીયરીંગ જ્ઞાનવાલુ મહેકમ પ્રાંત પંચાયતોની દેખરેખ અને કાબુતળે રહે છે. મહાલ પંચાયતોના અસ્તિત્વ વખતે શરૂઆતમાં દરેક મહાલે એક એક ઓવરસીયર આપવામાં આવતો. સંવત ૧૯૭૪–૭૫ ની સાલે તેમાં ફેરફાર થઈ પંચાયતનાં કામ અને સરકારી પબ્લીક વર્કસ ખાતાનાં ગામડાંનાં કામ માટે મીશ્ર મહેકમની યોજના લાગુ કરીને પબ્લીક વર્કસ ખાતેથી નીશાળો, કાંસ, રસ્તા, ચોકીઓ વિગેરે કામો આ મીશ્ર મહેકમથી કરાવવાની પ્રથા શરૂ થઈ. મહેકમ ઉપર પંચાયત અને પબ્લીક વર્કસ ખાતું એ બંન્નેનો તાબો લાભકારક જણાયો નહિ. તેથી બે વર્ષને અંતે એ મીશ્ર યોજના બંધ કરીને ઈજીનીયરીંગ મહેકમનો સંપૂર્ણ તાબો પ્રાંત પંચાયતોનો ઠરાવીને પબ્લીક વર્કસ ખાતાનાં પાંચ પ્રકારના કામો પંચાયતના મહેકમ પાસેથી કરાવવાનું ઠરાવ્યું અને તે માટે પંચાયતને ૧૪ ટકા મહેનતાણું આપવામાં આવતું. આ વખતે દરેક પ્રાંત પંચાયતને વધારે પગારવાલો નિષ્ણાત સ્ટાફ રાખવાની ફરજ પડી, તેથી પ્રાંત પંચાયતોનો મહેકમ ખર્ચ ઘણો વધ્યો. પાંચ પ્રકારના કામો પ્રાંત પંચાયત પાસેથી કરાવવાનું સરકારે થોડા વખત પછી બંધ કર્યું, એટલે પ્રાંત પંચાયતના મહેકમ માટે ગુંચવાડો ઉપસ્થિત થયો. મહેકમમાં કેટલોક ઘટાડો કરીને વિભાગવાર ઓવસીયર રાખવાની પ્રથાં ચાલુ કરી છે, પણ તેથી કામકાજ જોઇએ તેટલું ઝડપથી થતું નથી એવો અનુભવ છે. અનુભવ જોઇને યોગ્ય તે સુધારો થશે એમાં સંદેહ નથી.

**પંચાયતોના અધ્યક્ષ અને ઉપાધ્યક્ષ.**

૩૧. પ્રાંત પંચાયતના અધ્યક્ષ મે. સુબા સાહેબ અને મહાલ પંચાયતના અધ્યક્ષ પ્રથમ નાયબ સુબા અને પાછળથી વહીવટદાર હોદ્દાની રૂએ હતા. સં. ૧૯૭૩ માં મહાલ પંચાયતોમાં નાયબ સુબા અધ્યક્ષ હતા, અને મહાલના વહીવટદાર ઉપાધ્યક્ષ હતા. તે પદ્ધતિ બદલાઈ અને મહાલ પંચાયતોમાં તથા પ્રાંત પંચાયતોમાં ઉપાધ્યક્ષ ચુંટણીથી નીમવાની પ્રથા શરૂ થઈ. તે વખતે મહાલ પંચાયતના અધ્યક્ષ નાયબ સુબા બદલે વહીવટદાર થયા. કેટલીક પંચાયતોને લોકજ્ઞ અધ્યક્ષ ચુંટી કહાડવાનો હક શ્રીમંત સરકારે આપ્યો. તેનો લાભ પંચાયતોએ લીધો. વડોદરા અને અમરેલી પ્રાંત પંચાયતો તથા કેટલીક મહાલ પંચાયતોમાં લોકજ્ઞ અધ્યક્ષ ચુંટાયા. સં. ૧૯૮૪ ના અરસામાં પ્રાંત પંચાયતના અધ્યક્ષસ્થાને સુબા સાહેબને અને મહાલ પંચાયતના અધ્યક્ષસ્થાને વહીવટદારને રાખ્યા. આ પ્રમાણે સ્થિત્યંતરો અખતરા દાખલ થયા છે.

**નાણાંની જોગવાઈ તથા પંચાયતોની પુનર્રચના સંબંધી સમિતીઓ.**

૩૨. સ્થાનિક પંચાયતોને પીવાના પાણીનો પુરવઠો કરવા તરફ દર વરસે વધારો ખર્ચ કરવો પડતો, તેથી બીજા કામો તરફ નાણાંની પુરતી સવડ થતી નહિ. તે માટે સ્થાનિક પંચાયતોને જોઈતાં નાણાંની સવડ કરવા સારૂ મે. રા. રા. રામલાલભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે એક સમિતિ સન ૧૯૨૭ ના જુલાઈ માસમાં નીમાઈ હતી. આ સમિતિએ (૧) ચોરાના ખર્ચની જવાબદારી પંચાયતને માથેથી કહાડી નાખવા, (૨) લોકલસેસમાંથી પટેલ પગાર આપવાનું બંધ કરવા, (૩) શીતળાના ખર્ચનો બોજો પંચાયતને માથેથી ઓછો કરવા, (૪) કેળવણીના ખર્ચ બદલ પંચાયત પાસેથી લેવાતી રકમ ઓછી કરવા વિગેરે ભલામણો કરી. તે ભલામણો શ્રીમંત સરકાર પાસે હતી તે દરમ્યાન પંચાયતોની રચના નવેસર કરવાને માટે સને ૧૯૨૮ ની સાલે મે. રાઈસ સાહેબના પ્રમુખપણા નીચે કમીટી નીમાઈ. આ કમીટીએ પંચાયતોની નવેસર રચના કરવા માટે નીચે પ્રમાણે ભલામણો કરી:—

(૧) મહાલ પંચાયતો બીન ઉપયોગી છે. ગામપંચાયતોની પ્રગતિનો અટકાયત કરનારી છે. અને તેના અસ્તિત્વથી પ્રાંત પંચાયતને ઉપયોગી કામ રહેતું નથી માટે મહાલ પંચાયતો કમી કરવી.

(૨) મહાલ પંચાયતને બદલે મહાલવાર સલાહકાર કમીટી નીમવી. શું કામો કરવાં તે આ કમીટી સુચવશે.

(૩) ગામપંચાયતોને કેળવવી. તેને માટે પંચાયત નાયબ સુબા રાખવા. પરિષદો ભરવી.

(૪) પ્રાંત પંચાયતોમાં જુદા જુદા કામ માટે કેટલીક કમીટીઓ નીમવી.

(૫) પ્રાંત પંચાયત વિસ્તૃત કરી સભાસદોની સંખ્યા વધારવી.

(૬) પ્રાંત પંચાયત માટે સીધી ચુંટણી કરવી.

(૭) પ્રાંત પંચાયત માટે મતાધિકારનું ધોરણ તથા સભાસદની લાયકાતનું ધોરણ સૂચવ્યું.

(૮) પ્રાંત પંચાયતના મહેકમમાં કેટલોક ફેરફાર કરવા સુચવ્યું.

(૯) રૂ. ૫૦૦) અંદરના કામો ગામપંચાયતના અધિકારમાં રાખવાં.

(૧૦) ગામઠાણનું ફીરાયું ગામપંચાયતને આપવાનું ચાલુ રાખવું. જળાઉ લાકડાંની ઉપજનો ⅓ ગામપંચાયતને આપવો.

(૧૧) કરથી ઉપજ કરે તેટલી બીજી રકમ સરકારે ગામ પંચાયતને આપવી.

(૧૨) આરોગ્ય રક્ષણ માટે દર આને એક પાઇ ખર્ચવાનું ધોરણ રાખવું વિગેરે.

**પંચાયતોની પુનર્રચના.** ૩૩. મે રાઇસિ સાહેબની કમીટીની ભલામણોના પરિણામે હજુર મંજુરીથી પંચાયતોની પુનર્રચના કરવામાં આવી તે નીચે પ્રમાણે.

(૧) મહાલ પંચાયતો તા. ૧–૧૧–૧૯૨૯ થી બંધ કરવામાં આવી.

(૨) પ્રાંત પંચાયત માટે સીધી ચુંટણી રાખી મતાધિકારનું ધોરણ નક્કી કર્યું. દરેક મહાલમાંથી ૨૫) હજારની વસ્તીએ એક સભાસદ ચુંટી કહાડવા ઠરાવ્યું. વડોદરા પ્રાંત પંચાયત માટે ૩૯, કડીપ્રાંત માટે ૫૦, નવસારી પ્રાંત માટે ૨૭ અને અમરેલી પ્રાંત પંચાયત માટે ૧૮ સભાસદો નક્કી કર્યાં. તેમાંથી ⅔ ચુટણીથી અને ⅓ નીમાએલા સભાસદ રાખવા ઠરાવ્યું. સુધરાઇની હદમાંના રહીશને સભાસદમાટે ઉમેદવારી કરવા છૂટ રાખી.

(૩) કામની સરળતા માટે (૧) નાણાં સંબંધી, (૨) રસ્તા સબંધી અને (૩) બીજાં કામો સંબંધી આવશ્યક સમિતિઓ નીમવા ધોરણ ઠરાવ્યું.

(૪) જે તે ગામના કાર્યક્ષેત્ર અંદરનાં તેમજ ગામના રૂ. ૫૦૦) અંદરનાં કામો જે તે ગામપંચાયતે કરવા. તે ઉપરાંતના કામો પ્રાંત પંચાયતે કરવાં.

(૫) આયપતવેરા ઉપર રૂપીએ બે આના પ્રમાણે અને રૂ. ૨૫૦) થી રૂ. ૭૫૦) સુધીના ખેતી શિવાયની આવક માટે રૂપીએ એક આના પ્રમાણે કર નાંખવાની પ્રાંત પંચાયતોને સત્તા આપી.

(૬) પ્રાંત પંચાયતને મળેલા લોકલસેસના ફાળામાંથી ૯૦ ટકા આવશ્યના કામો તરફ અને બાકીની રકમ મરજીયાત કામો તરફ ખર્ચવી.

(૭) સીતળાનો ખર્ચ પંચાયત અને શ્રીમંત સરકારે મળીને કરવો.

(૮) ગામ પંચાયત માટે નક્કી થએલું બંધારણ કાયમ રાખ્યું, પણ લોકલસેસની રકમમાંથી ગામ પંચાયતના ઉત્પન્નના વરાડે એક આને બે પાઈ જેટલી રકમ ગામ પંચાયતોને આપવા ઠરાવ્યું.

(૯) ખેતી શિવાયનો આકાર કોઈ સ્થળે લાગુ થાય તો પણ ગામ પંચાયતને ફીરાયા જેટલી રકમ આપવી.

(૧૦) ગામ પંચાયત કર નાખી ઉપજ વધારે તેટલી બીજી રકમ સરકારે ગામ પંચાયતને વિશેષ આપવી.

(૧૧) જરૂર છતાં કર નાખીને ગામ પંચાયત નાણાં ઉભાં કરે નહિ તો સરકાર તેવું ઉત્પન્ન વધારવા ફરજ પાડી શકશે.

**પ્રાંત પંચાયતો માટે વિશેષ સુધારો.**

૩૪. પંચાયતોની પુનર્રચના થયા પછી "સ્થાનિક પંચાયત સંબંધી નિબંધ સુધારવા વિષે નિબંધથી" ઘણા મહત્વના સુધારા સ્થાનિક પંચાયતસબંધી નિબંધમાં કરવામાં આવ્યા છે. દરેક પ્રાંત પંચાયત કચેરીને પ્રાંતના સુબા કચેરીની શાખા ઠરાવી છે.

મહાલોના જથામાંથી ચુંટી કહાડવાના સભાસદો ઉપરાંત (૧) પ્રાંતની સુધરાઈઓના જથામાંથી ત્રણ સભાસદ, (૨) પ્રાંતના ઈનામદારોમાંથી એક સભાસદ, (૩) પ્રાંતની વેપાર ઉદ્યોગની મંડળીમાથી એક સભાસદ, (૪) પ્રાંતના રૂ. ૩૦) ઉપરાંત આયપત વેરો ભરનારમાંથી એક સભાસદ, (૫) પ્રાંતની સહકારી મંડળીઓમાંથી એક સભાસદ, (૬) પ્રાંતના ૩૦૦ ઉપરાંત ધારો ભરનાર તથા મોટા જમીનદારમાંથી એક સભાસદ ચુટણીથી લેવાનુ ઠરાવીને પ્રાંત પંચાયતો વિસ્તૃત કરેલી છે. સભાસદની લાયકી માટે ઉમરની યત્તા ૨૧ વષની ઠરાવી છે. અને સ્થાનિક વેરા (લોકલસેસ)માં સરકાર મંજુરીથી વધારો કરવાની સત્તા પ્રાંત પંચાયતને આપી છે. કયા કામો માટે પ્રાંત પંચાયત જવાબદાર છે અને કયાં કામો માટે ગામ પંચાયત જવાબદાર છે તે ઠરાવેલું છે.

**૧૯૮૭માં સ્થાનિક પંચાયતોની સ્થિતિ**

૩૫. પંચાયતોની પુનર્રચના થયા પછી સ. ૧૯૮૭ ની સાલે પ્રાંત પંચાયતોની સ્થિતિ નીચે પ્રમાણે હતી.

**સભાસદ (સંવત્ ૧૯૮૭)**

| પ્રાંત પંચાયતનું નામ | ચુંટાયેલા | અમલદાર | પ્રજામાંથી નિમાએલા | કુલ |
|---|---|---|---|---|
| ૧ વડોદરા | ૨૭ | ૬ | ૭ | ૪૦ |
| ૨ મહેસાણા | ૩૪ | ૮ | ૮ | ૫૦ |
| ૩ નવસારી | ૧૯ | ૫ | ૪ | ૨૮ |
| ૪ અમરેલી | ૧૨ | ૪ | ૩ | ૧૯ |
| ૫ ઓખામંડળ | ૧૦ | ૩ | ૨ | ૧૫ |

**ઉત્પન્ન** ( સંવત્ ૧૯૮૭ )

| પ્રાંત પંચાયતનું નામ | ઉત્પન્ન રૂ. | સરકારી ગ્રેન્ટ રૂ. |
|---|---|---|
| ૧ વડોદરા | ૩,૨૩,૩૭૦ | ૪૬,૮૯૧ |
| ૨ મહેસાણા | ૪,૭૧,૮૪૭ | ૧,૨૯,૮૧૭ |
| ૩ નવસારી | ૨,૫૮,૫૭૪ | ૪૬,૬૪૨ |
| ૪ અમરેલી | ૧,૨૩,૩૭૦ | ૨૨,૪૦૮ |
| ૫ ઓખામંડળ | ૭,૭૭૯ | ૨૦૪ |

**ખર્ચ** ( સંવત્ ૧૯૮૭ )

| મુહત્વના ખર્ચની બાબ | વડોદરા | મહેસાણા | નવસારી | અમરેળી | ઓખામંડળ |
|---|---|---|---|---|---|
| ૧ રસ્તા | ૯૩,૨૪૩ | ૨૬,૧૪૩ | ૬૬,૨૩૪ | ... | ... |
| ૨ પાણી પુરવઠા | ૮૯,૪૭૮ | ૧,૮૬,૯૯૨ | ... | ... | ... |
| ૩ દવાખાના આરોગ્ય | ૧૮,૬૮૯ | ૧૯,૭૭૦ | ૨૩,૩૨૨ | ... | ... |
| ૪ કેળવણી | ૧,૦૫,૬૦૮ | ૧,૦૪,૯૬૮ | ૪૪,૮૬૧ | ... | ... |
| ૫ સાર્વજનિક બાંધ કામ | ૨૧,૬૬૫ | ... | ૧૯,૩૯૦ | ... | ... |
| ૬ મહેકમ | ૩૦,૨૦૪ | ... | ... | ... | ... |
| તમામ કુલ ખર્ચ | ૩,૯૪,૬૨૧ | ૫,૧૯,૧૮૨ | ૨,૯૭,૫૩૬ | ૧,૩૮,૩૨૯ | ૮,૬૮૯ |

**પાણીનો પુરવઠો અને સરકાર મદદ.**

૩૬. પાણીના પુરવઠા માટે કુવા કરાવવા તથા બોરીંગ કરાવવા માટે હજુરશ્રીના હુકમથી પાંચસાલી યોજના પ્રાંત પંચાયતોએ કરેલી છે. નવીન કુવા માટે સરકાર મદદ ½ આપવામાં આવે છે અને બોરીંગના માટે પ્રાંત પંચાયત ખર્ચે તેટલીજ રકમ સરકાર મદદ મળે છે. બોરીંગની યોજનાથી મેસાણા અને વડોદરા પ્રાંતના ઘણા કુવામાં પાણીનો પુરવઠો થયો છે. જેના પરિણામે પાણીની તંગીની અડચણ ઘણીજ ઓછી થઈ છે. મેસાણા પ્રાંત પંચાયતને કેટલાક પાતાળ કુવા ( આર્ટીજન વેલ ) કરવામાં સફળતા મળી છે. પાણીના પુરવઠાના કામ માટે શ્રીમંતે ઉદાર હાથે મદદ આપવી જારી રાખ્યાથી પંચાયતોએ તેનો સારો લાભ ઉઠાવ્યો છે અને પરિણામ સારૂ આવ્યું છે.

**પ્રાંત પંચાયતના ફીડર રોડ અને સરકાર મદદ**

૩૭. રસ્તા માટે જોઇએ તેટલું કામ થતું નહોતું. સરકાર મદદ વગર આ કામ બનવું અશક્ય હતું. રસ્તા માટે સરકારે દરેક પ્રાંતમાં કમ્યુનીકેશન બોર્ડ સ્થાપેલ છે. જેના પ્રમુખ જે તે પ્રાંતના સુબા સાહેબ છે અને આખા રાજ્યને માટે સેંટ્રલ કમ્યુનીકેશન બાર્ડ નીમેલ છે. તેના પ્રમુખ મે. સરસુબા સાહેબ છે. મોટા રસ્તા કરવાની યોજના પબ્લીક વર્કર્સ ખાતાએ કરી

છે અને નહાના એટલે રેલ્વે ફીડર રોડ કરવાની યોજના પ્રાંત પંચાયતોએ કરી છે. રેલ્વે ફીડર રોડ કરવાનું પ્રાંત પંચાયતોએ ઓછાવત્તા પ્રમાણુમાં શરૂ કર્યું છે. કુલ્લે ૧૨૭ રસ્તા ૩૯૨ મૈલના કરવાનો પ્રોગ્રામ છે, જેની પાછળ કુલે ૨૦ લાખ રૂપીઆ ખર્ચ થશે. તેમાંથી સંવત ૧૯૮૭આખરે ૪૯ રસ્તા મૈલ ૧૪૯ કરેલા છે અને સં. ૧૯૮૮ માં પણુ કેટલુંક કામ થએલું છે અને કેટલાક રસ્તાહાલ હાથ ઉપર છે. ફીડર રોડની યોજના ઝાડ રોપવા સાથે પુરી કરવા માટે વડોદરા પ્રાંત પંચાયતે રીઝર્વ ફંડમાંથી ખર્ચ કરવા મંજુરી માગી છે તે મળેથી યોજના આગળ વધારવામાં ઘણી સરળતા થશે. ફીડરરોડ કરવામાં (૧) જમીનનું તમામ વળતર સરકાર આપે છે તથા (૨) રસ્તામાં આવતા પુલ અને નાળાં માટે અડધો ખર્ચ સરકાર આપે છે શ્રીમંતે આ પ્રમાણે રસ્તા માટે ઉદાર હાથે મદદ કરી નાહોત તો રસ્તાની યોજનાઓ પ્રાંત પંચાયત કરી શકત નહિ.

**વડોદરા પ્રાંત પંચાયતની ગ્રામ્ય દવાખાના માટેની યોજના અને સરકાર મદદ**

૩૮. વડોદરા પ્રાંત પંચાયતે ગામડામાં કેટલીક દવાઓ પુરી પાડવા માટે ગ્રામ્ય દવાખાનાની યોજના કરી તે સબંધી નિયમ ઘડેલો છે. તેનો અમલ સં. ૧૯૮૭ થી શરૂ કર્યો છે. જે ગામ વસ્તીના ધોરણે રૂ. ૨૫) થી ૭૫) સુધી મદદ આપે તેને તેટલીજ બીજી રકમ દવાઓ માટે પ્રાંત પંચાયત આપે. રૂ. ૨૫) સુધીની ગામ મદદ ગામ પંચાયત પણ કરી શકે. આ યોજનાનો અમલ સં. ૧૯૮૭ ની સાલે ૫૫ ગામે થયો હતો અને તે ગામોને દવાઓ માટે રૂ. ૨૨૨૫) પંચાયત મદદ આપવામાં આવી હતી. સં. ૧૯૮૮ તથા ૧૯૮૯ ની સાલમાં પણુ આ યોજના ચાલુ રહી છે અને તેનો લાભ વિશેષ ગામોએ લેવા માંડયો છે. ગામડાના લોકોને કેટલીક દવાઓ મફત પુરી પાડવામાં આ યોજનાથી ફતેહ મળી છે. ખાસ કરીને મલેરીયાની રૂતુમાં આ ગ્રામ્ય દવાખાનાનો લાભ વધારે માણસોએ લીધો છે. દિવસે દિવસે ગ્રામ્ય દવાખાના તરફ લોકરૂચી વધતી જાય છે. આ ગ્રામ્ય દવાખાનાને ગામ મદદ તથા પંચાયત મદદ જેટલીજ બીજી સરકાર મદદ આપવાનું ધોરણ શ્રીમંત સરકારે નકી કરેલું છે. સરકાર મદદનો સારી રીતે અમલ સં. ૧૯૯૦ ની સાલથી થશે ત્યારે આ યોજના ઘણી વિસ્તૃત થશે. ગામડાના લોકો કેટલાંક સામાન્ય દર્દોથી પીડા ભોગવે છે. દરેક ગામે સરકાર, પંચાયત અને ગામ મદદથી આ યોજનાપ્રમાણે લોકોને દવા આપવાની વ્યવસ્થા થાય તો લોકસુખાકારીમાં વધારો થાય.

**વડોદરા પ્રાંત પંચાયતની અખાડાને મદદ આપવાની યોજના.**

૩૯. વ્યાયામ શાળાઓને માટે મદદ આપવા સંબંધી પણ વડોદરા પ્રાંત પંચાયતે યોજના ઘડી ને તેને માટે નિયમ કરેલા છે. વ્યાયામ શાળાઓને શ્રીમંત સરકાર તરફથી કેળવણી ખાતેથી કેટલીક મદદ મળે છે. વ્યાયામપ્રવૃત્તિ આગળ વધે તે માટે વધુ મદદની જરુર જણાયાથી વડોદરા પ્રાંત પંચાયતે (૧) શિક્ષકપગાર, (૨) સાહિત્ય, (૩) રમતોની હરીફાઈ, (૪) પ્રવાસ, (૫) વ્યાયામ શાળાનું મકાન બાંધવું અને તરવાના કુંડ વિગેરે માટે ઠરેલા ધોરણે મદદ આપવી શરૂ કરી છે. સંવત ૧૯૮૭ માં ૨૧ અખાડાને રૂ. ૭૦૦૦)ની મદદ આપી હતી. સં. ૧૯૮૮ અને ૧૯૮૯ માં આ મદદની રકમ વધારવામાં આવી છે. આ મદદથી વડોદરા પ્રાંતમાં વ્યાયામ પ્રવૃત્તિને ઘણો વેગ મળ્યો છે. કેટલીક વ્યાયામ શાળાનાં મકાન બંધાયા છે અને કેટલાંક બંધાવાની તૈયારીમાં છે. આ યોજનાનો પ્રજા તરફથી સારો લાભ લેવા માંડ્યો છે. મેહસાણા પ્રાંત પંચાયતે પણ વ્યાયામ શાળાઓને ઉત્તેજન આપવા માંડ્યું છે.

**સરકાર અને પ્રાંત પંચાયતના મદદથી પશુ દવાખાના.**

૪૦. પશુ દવાખાનાને અંગે જે ખર્ચ થાય તેનો ⅔ શ્રીમંત સરકાર આપે છે અને ⅓ જે તે પ્રાંત પંચાયત આપે છે. પશુ દવાખાનાનો વહીવટ ખેતીવાડી ખાતા હસ્તક છે. વડોદરા, મેસાણા, નવસારી, અને અમરેલી પ્રાંત પંચાયતોએ જોઈતા પ્રમાણમાં પશુ દવાખાના ઉઘાડાવીને ખેતી ઉપયોગી પશુઓનો નાશ થતો અટકાવ્યો છે. પશુ દવાખાનાનો લાભ પ્રજા સારી રીતે લેછે. દવાખાના માટે સં. ૧૯૮૭ ની સાલે રૂ. ૫૬) હજાર કરતા વધારે ખર્ચ કરેલો છે. સં. ૧૯૮૭ માં વડોદરા પ્રાંતમાં ૭, મેહસાણ પ્રાંતમાં ૭, નવસારી પ્રાંતમાં ૫ અને અમરેલી પ્રાંતમાં ૨ મળી રાજ્યમાં કુલે ૨૧ પશુ દવાખાના હતા.

## સામાન્ય.

**કામ કરવાની વૃત્તિવાળા ગૃહસ્થોએ પ્રમાણિકપણે ઉમેદવાર કરવી જોઇએ.**

૪૧. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની ચુંટણી માટે બહોળો મતાધિકાર આપી લોકમત કેળવવાનો માર્ગ શ્રીમંતે ખુલો કર્યો છે. યોજનાઓ ઘણી સારી છતાં કેટલાક પ્રસંગે પ્રજામાંથી તેનો દુરૂપયોગ કરનારા નીકળે છે. તેથી કેટલાક પ્રસંગે પ્રજામાંથી સારા માણસો સભાસદ થવાને ઉમેદવારી કરતાં અચકાય છે અને સેવાભાવી માણસો સંસ્થાને જોઇતા પ્રમાણમાં મળી શકતા નથી. સેવાભાવી ગૃહસ્થોએ હારજીતની ચિંતા રાખ્યાશિવાય ચુંટણી માટે આગળ આવવું જોઇએ. એ પ્રમાણે કરવાથી સમય જતાં લોકમત કેળવાશે. અને કામ કરવાની ઉચ્છાવાળા સભાસદો ચુંટાશે.

૪૨. કોઈ પણ બાબતમાં સ્થાનિક પંચાયતના સભાસદોને તથા રૈયત વર્ગને કંઈ સૂચના કરવી હોય તો દરેક વર્ષની શરૂઆતમાં જે તે ખાતાના અંમલદાર તરફ કરવા ઠરેલું છે. અમલદારોએ આપેલી સૂચનાઓનો સત્વર નીકાલ કરી તે સંબંધની હકીકત વાર્ષિક રિપોર્ટમાં જણાવવા ઠરેલું છે.

**સુચના કરવા તથા પ્રશ્નો પુછવાનો સભાસદોને અધિકાર.**

શ્રીમંત સરકાર અને રાજ્ય ઘરાણાની સત્તા અને મોભાને તથા ખાનગી ખાતાની વ્યવસ્થાને તથા લશ્કર સંબંધી વ્યવસ્થાને, સરકારની રાજ્ય નીતિને અને બીજા રાજ્ય સાથેના સબંધને અસર કરતા ન હોય તેવી બાબતમાં પ્રશ્ન પુછી માહીતી માગવાનો અધિકાર સ્થાનિક પંચાયતના સભાસદોને વટહુકમ નં ૧૩ તા. ૧-૪-૧૯૧૪ થી આપેલો છે.

૪૩. વડોદરા રાજ્યમાં પુસ્તકાલયની યોજનામાં સ્થાનિક પંચાયતોએ સારો ફાળો આપ્યો છે. સરકાર મદદ, લોકમદદ, અને પંચાયત મદદથી આ પુસ્તકાલયોનો બહોળો ફેલાવો થયો છે. સં. ૧૯૮૭ માં ગ્રામ્ય પુસ્તકાલયો ૮૧૮, બાલ અને મહીલા પુસ્તકાલયો. ૧૨, કસ્બા પુસ્તકાલય ૪૫, મલી કુલ ૮૭૫) પુસ્તકાલયો હતા.

**પુસ્તકાલયોને પંચાયતની મદદ.**

૪૪. શ્રીમંત મહારાજા સાહેબે ગામડાં. કસ્બા, શહેર અને પ્રાંત માટે વ્યવસ્થિત બંધારણવાળી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ પ્રજાને આપી છે. આ સંસ્થાઓની પ્રગતિ માટે શ્રીમંતે વખતોવખત ઘટતા સુધારા વધારા કર્યાં છે. તેમજ ઉદાર હાથે મદદ કરી છે. પુનર્રચનાથી ગામ પંચાયતોની આર્થિક સ્થિતિ સુધારી છે. ગામ પંચાયતોની ઉન્નતિ થાય અને ગામડાં આદર્શ બને, ગ્રામ જીવન વધારે સુખી થાય અને ગામ તથા શહેર વચ્ચે અસમાનતાવાળુ આંતર ન પડે તે માટે છેક શરૂઆતથી ગામ પંચાયતો સુધારવા શ્રીમંત સરકારે વિશેષ લક્ષ આપ્યું છે. તેમજ ગ્રામ પુનર્ઘટનાની યોજના અને તાલુકાઓમાં પંચાયત સપ્તાહની યોજના થવાથી અમલદારો તેમજ પ્રજાવર્ગનું ધ્યાન ગામડાના ઉત્કર્ષ તરફ ખેચાયું છે.

**ઉપસંહાર.**

શ્રીમંતે આપેલી આ અમૂલ્ય બક્ષીસનો લાભ ઉઠાવવા તરફ પ્રજામાં ધીમેપણ ભક્રમપણે જાગૃતિ આવવા માંડી છે અને આવશે. સ્થાપેલી સંસ્થાઓનો પુરો લાભ લેવામાં કેટલીક શિથિલતા જણાતી તોપણ આ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સ્થાપવાનો શ્રીમંતનો હેતુ ફતેહમંદ નિવડયો છે એમ કહીએ તો તે અતિશયોક્તી ન કહેવાય. કારણ દરેક ગામ પંચાયત અમુક પ્રમાણમાં

ગામના કામો કરે છે; આ તથા વ વર્ગની સુધરાઇઓ જે તે સ્થળનો કારભાર સારી રીતે ચલાવે છે, અને સ્થાનિક પંચાયતોએ સાર્વજનિક હિતની યોજનાઓ તથા સાર્વજનિક કામો કરેલ છે.

સેવાભાવથી કામ કરનાર ગ્રહસ્થો વધારે પ્રમાણમાં આગળ આવી શ્રીમંતે સ્થાપેલી સંસ્થાઓનો હેતુ પાર પાડવા પ્રયત્ન કરે તો શ્રીમંતનો ઉચ્ચ આદર્શ સફળ થઈ આ સંસ્થાઓ ઉચ્ચ સ્થિતીએ પહોંચે, અને પ્રજાના સુખ અને સગવડમાં વધારો થાય.

આપણી ગામ પંચાયતો આપેલા અધિકારનો પ્રમાણિકપણે ઉપયોગ કરે, સોંપેલા કામો કરવામાં પોતાની ફરજ બજાવે, તેમજ લોકોનો સહકાર મેળવી અવશ્યના તમામ કામો કરાવે તો આપણું દરેક ગામ આદર્શમય બને.

શ્રીમંત મહારાજાસાહેબે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સ્થાપીને તથા બીજા અનેક પ્રયત્નોથી પ્રજાની ઉન્નતિમાટે ભારે શ્રમ લીધા છે. તે માટે પ્રજા શ્રીમંતની હંમેષને માટે આભારી રહેશે. પ્રજાના કલ્યાણનોજ મને નિદિધ્યાસ હોય છે એમ શ્રીમંત હરહમેષ બોલે છે એટલુંજ નહિં પણ તે પ્રમાણે વર્તે છે. અને તેથીજ જગતના મહાપુરૂષોમાં તેઓશ્રીએ અગ્રસ્થાન મેળવ્યું છે.

---

## MEDICAL RELIEF IN BARODA.

(*By G. B. Pathak, M.A., LL.B.*)

*Mens Sana in Corpore Sano*—A healthy mind in a healthy body is a trite enough saying indeed, but it is a saying which for all its triteness is none the more honoured in practice. His Highness and his Minister Raja Sir T. Madhavrao early recognised that if their efforts at an all round development of the Baroda State were not to end in vain, they must make sure at an early stage of the health of the people. After all men's greatness in any department of life depends to a large extent on the basis of sound health.

It was to lay this foundation of physical fitness truly and well that His Highness gave a prominent place to the establishment of the Medical department in the programme of reforms which he launched at the beginning of his benign reign With characteristic efficiency His Highness' Government set about this work with due caution and forbearance. The conditions

of change. Under such circumstances it is not possible for a petty man to do any work by himself." In the face of such facts how difficult should the work of village uplift be to men, not in authority, is a thing which can only be experienced. But that is only by the way. Government should push on these new activities as pioneers, without in any way atttempting to officialize the movement as so seriously recommended by the Thomas Reorganization Committee, appointed by the Government of Bombay. Thus, it ought to be ready to spend more money on staff, education, training, and propaganda and help in the gradual process of the de-officialization of the movement, which should be the ultimate end of Government.

I am quite certain that the enlightened administration of His Highness the Maharaja of Baroda, with the eminent, experienced and veteran administrator like Sir V. T. Krishnma Chari at the helm of its affairs as Dewan would not feel dispirited by the failures and the difficulties in the way; but, would come forth with vigour to try new departures without waiting for others to guide them. It has to be remembered that Baroda had in many matters been a pioneer.

---

# श्री. सर सयाजीराव महाराज गायकवाड

## आधुनिक महाराष्ट्राचे जनक

(लेखकः—श्रीयुत कृ. ग. लिमये एम. ए.; एलएल्. बी. मेंबर सर्व्हंट्स ऑफ इंडिया सोसायटी व संपादक, ज्ञानप्रकाश, पुणें.)

बडोदें संस्थानचे सुविख्यात अधिपति श्रीमंत सर सयाजीराव महाराज गायकवाड यांच्या वयाला ता. १७ मार्च रोजीं ७० वर्षें पुरीं होऊन त्यांनीं एकाहत्तराव्या वर्षांत प्रवेश केला, याबद्दल आम्हीं श्री. महाराजसाहेबांचें मनःपूर्वक अभिनंदन करतों, आणि परमेश्वरानें त्यांना सुख व आरोग्य देऊन दीर्घायुषी करावें अशी प्रार्थना करतों. आपला हिंदुस्थान देश ही जशी सुवर्ण-भूमि आहे, त्याचप्रमाणें ती चमत्कारांचीहि जन्मभूमि आहे, असें म्हटलें तर तें फारसें वावगें होणार नाहीं. पुराणांतरीं रंकाचा राजा झाल्याचीं उदाहरणें

वाचण्यांत येतात. चंद्रहास राजासारखा अनाथ बालक अनेक आपत्तींतून सुखरूप पार पडला, व सार्वभौमपदावर आरूढ होऊन त्यानें दिगंत लौकिक संपादन केला अशाहि कथा आहेत. पण आधुनिक काळांतहि असे चमत्कार घडून येतील अशी कोणाचीहि कल्पना नव्हती. खानदेशासारख्या खरोखर अत्यंत मागासलेल्या विभागांतील एका खेड्यांतील साधारण स्थितींतील शेतकऱ्याचा पोर दैवशात् बडोद्याचा संस्थानाधिपति झाला, ही खरोखर अत्यंत अद्भूत गोष्ट आहे इतकेंच नव्हे, तर सिंहासनारूढ झालेल्या या आदरणीय व्यक्तीनें राजपदाच्या मदानें धुंद न होऊन जातां दूरदर्शी मुत्सद्दीपणाच्या जोरावर व देशाभिमानाच्या भावनेनें आपला राज्यकारभार ब्रिटिश राज्य-व्यवस्थेलाहि कित्येक बाबतींत आदर्शभूत बनविला, ही त्यांची कामगिरी आधुनिक भारतवर्षाच्या राजकीय व सामाजिक इतिहासांत अत्यंत संस्मरणीय झाल्याखेरीज केव्हांहि राहणार नाहीं. श्री. सर सयाजीराव यांना राज्याभिषेक होऊन ५८ वर्षें झालीं. त्यांच्या या दीर्घ-कालीन घडामोडीच्या उत्क्रांतिपूर्ण कारकिर्दींत हिंदी राजकारणांत अनेक क्रांत्या व फेरफार घडून आलेले आहेत. श्री. सर सयाजीराव महाराजांच्या अतुल कामगिरीनें कित्येक वर्षें सर्व हिंदुस्थानाला आदर्शभूत व नमुनेदार संस्थान म्हणून बडोदें संस्थानचा जो लौकिक झाला होता, तो आतां कांहीं बाबतींत पूर्वी सारखा कायम राहिला नाहीं. कारण ब्रिटिश हिंदुस्थानांत लोकशाहीचें पाऊल संस्थानांच्या मानानें निःसंशय पुढें पडलें आहे. अशी वस्तुस्थिति जरी असली, तरी श्री. सयाजीराव महाराजांनीं आतांपर्यंत बजावलेल्या सर्वांगीण लोकोद्धाराच्या दिव्य आणि देशाभिमानी कामगिरीचें महत्त्व केव्हांहि व कोणालाहि कमी लेखतां येणार नाहीं. सक्तीचें प्राथमिक शिक्षण, ग्रंथालयांची स्थापना, देशी भाषांना उत्तेजन, अंत्यजोद्धाराला मदत, बालविवाहप्रतिबंध, पुरोहित-वर्गसुधारणा, धारासभा, औद्योगिक शिक्षण, उद्योगधंद्यांना उत्तेजन, बंदरांची वाढ, लायक अधिकाऱ्यांच्या सर्ववर्गीय नेमणुका, स्वतंत्र न्यायदानपद्धति, वाङ्मयसुधारणेला साहाय्य, घटस्फोटासारखे समाजसुधारणेचे कायदे, वगैरे अभिनव प्रकारच्या विविध राजकीय, सामाजिक, शैक्षणिक, आर्थिक व औद्योगिक सुधारणांच्या बाबतींत पहिला यशस्वी उपक्रम करण्याचें अपूर्व व अद्वितीय श्रेय श्री. सर सयाजीराव यांनींच संपादन केलेलें आहे. हिंदी राष्ट्रीय सभा, औद्योगिक परिषद, सामाजिक परिषद, साहित्यसंमेलन, वगैरेंना त्यांच्या उदा-

हरणापासून स्फूर्ति व मार्गदर्शकत्व उपलब्ध झालेलें आहे. अशा लोकहितात्मक सुधारणाबद्दल श्री. महाराजसाहेब अनेकदां कांहीं ब्रिटिश लोकांच्या व अँग्लो-इंडिअन पत्रकारांच्या कडक व अनुदार टीकेलाहि पात्र झालेले होते. पण त्यामुळें श्री. सयाजीराव हे कधींहि कर्तव्यच्युत झाले नाहींत, ही गोष्ट त्यांच्या राजकीय धैर्याची, आत्मविश्वासाची, बाणेदारपणाची, उच्च देशभक्तीची निःसंशय द्योतक आहे. जनतेची तयारी किंवा जागृति झालेली नसतांना, काळाच्या पुढें आघाडी मारून, श्री. सयाजीराव महाराज हे आपलीं सुधारणाविषयक नादिष्टपणाचीं मतें लोकांवर लादीत आहेत, व म्हणून हे शैक्षणिक किंवा सामाजिक प्रयोग अखेर अयशस्वी ठरतील, असें या टीकाकारांनीं भाकित केलें होतें. पण सुदैवानें या सर्व टीकांचा व आक्षेपांचा पूर्ण भ्रामकपणा आणि खोडसाळपणा जगजाहीर झालेला पहाण्याइतकीं आयुर्मर्यादा ईश्वरानें महाराजसाहेबांना दिली, व आपण लाविलेल्या अमृतवृक्षास गोड फळें आलेलीं पहाण्यास ते आज सुदैवानें हयात आहेत, याबद्दल परमेश्वराचे सर्वांनीं अतिशय आभार मानले पाहिजेत. श्री. सयाजीराव महाराजांवर अनेक कौटुंबिक आपत्ति ओढवल्या. पण त्यामुळें ते आपल्या प्रजापालनाच्या व जनसेवेच्या पवित्र कर्तव्यापासून कधींहि च्युत झालेले नाहींत, व म्हणूनच अद्यापिहि त्यांची लोकप्रियता अखंड राहिली आहे. एवढेंच नव्हें, तर ती अधिकच वाढत चालली आहे, असें म्हटलें तरी त्यांत बिलकुल अतिशयोक्ति होणार नाहीं. राजकीय दृष्ट्याहि श्री. महाराजसाहेबांना अनेकदां अधिकारीवर्गाचा गुप्त व अदृश्य रोष सहन करावा लागला आहे. पण त्या सर्वांस ते पूर्णपणें पुरून उरले असून, त्यांनीं राजकीय क्षेत्रांतील आपल्या संस्थानाचा समानतेचा स्वतंत्र दोस्तदर्जा कधींहि कमा होऊं दिलेला नाहीं. हिंदुस्थानची भावी राज्यघटना संयुक्त किंवा फेडरल स्वरूपाची व्हावी, हें श्री. सयाजीरावांचें ध्येय फार जुनें आहे. तें आज मूर्त स्वरूपांत येण्याची वेळ आली आहे, हें पाहून त्यांना अंतःकरणपूर्वक धन्यता वाटावी यांत आश्चर्य नाहीं. या फेडरेशनच्या स्थापनेबरोबरच बडोदें संस्थानांतील कायदेमंडळाचा दर्जा वाढविण्याचें अभिनंदनीय श्रेयहि महाराजसाहेब संपादन करतील, अशी आम्हांस आशा आहे. वयोवृद्ध, ज्ञानवृद्ध आणि अनुभविक संस्थानिक या नात्यान तर श्री. सयाजीरावांना आज अग्रेसरत्वाचा मान प्राप्त झालेला आहेच. पण त्याहिपेक्षां महाराष्ट्रीय मुरब्बी मुत्सद्दी या

नात्यानेंहि त्यांचें सर्वश्रेष्ठत्व मान्य करावयाला कोणीहि तक्रार करणार नाहीं. नाना फडणीसांच्या निधनानंतर गेल्या शतकांत महाराष्ट्रांत नांव घेण्यासारखे जे कांहीं हाताच्या बोटावर मोजण्याइतके विख्यात मुत्सद्दी जन्मास आले, त्यांत पहिल्या वर्गांत श्री. सयाजीरावांची गणना केली पाहिजे. देशाभिमान, भाषाभिमान, विधायक कामगिरी, बहुजनसमाजहितदक्षता, आणि मुत्सद्देगिरी या बाबतींत त्यांच्या कामगिरीची बरोबरी करणें पुष्कळांना कठिण आहे. नव्हे कित्येक बाबतींत तर तें इतरांना अशक्यहि आहे, असें म्हटलें तरी चालेल. श्री. सयाजीराव महाराज हे आधुनिक महाराष्ट्राचे एक महत्त्वाचे जनक आहेत ( Maker of Modern Maharashtra ) हें कोणीहि मान्य करील. त्यांनीं महाराष्ट्रीयांच्या यशस्वी मुत्सद्देगिरीचा लौकिक जितका उत्कृष्ट रीतीनें वाढविला, तेवढा तो इतर फार झालें तर एक दोन व्यक्तींनींच वाढविला असेल. आतां श्री. महाराजसाहेबांची उमर सत्तर वर्षांची झाली, तरी लोकसेवेची त्यांची जाज्वल्य तळमळ काडीमात्र कमी झालेली नाहीं. इतकेंच नव्हे तर प्रत्यक्ष अनुभवामुळें व अनुकूल परिस्थितीमुळें ती उत्तरोत्तर इष्ट दिशेनें वाढतच आहे, असें म्हणावयास हरकत नाहीं. एरवीं आपल्या बडोद्यासारखा गुर्जर भाषाप्रधान महाराष्ट्रीय संस्थानांत हिंदी भाषेचा प्रचार वाढविण्याच्या राष्ट्रोपयोगी उपक्रमाला त्यांनीं एवढ्या उतारवयांत कधींहि चालना दिली नसती. हिंदु विधवांच्या वारसा हक्कांचा कायदा, हिंदुसमाजांतर्गत घटस्फोट उर्फ विवाहनिराकरणाची कायदेशीर योजना, महाराष्ट्रविद्यापीठाच्या कल्पनेला पाठबळ, वगैरे ज्या इतर आधुनिक स्वरूपाच्या योजना आज बडोदें नरेशांच्या साहाय्यानें पुढें येत आहेत, त्या श्री. सर सयाजीरावांच्या स्पृहणीय आशावादित्वाच्या व लोकहिततत्परतेच्याच द्योतक आहेत यांत शंका नाहीं. श्री. सयाजीराव महाराज यांच्या हातून लोकसेवेचीं अशीं अनेक कामें यशस्वी होवोत, व त्यासाठीं ईश्वर त्यांना दीर्घायुष्य देऊन सुखी ठेवो, अशी अखिल महाराष्ट्रातर्फे आम्हीं या प्रसंगीं त्या जगन्नियंत्याजवळ आदरपूर्वक प्रार्थना करतों.

---

# શ્રીમંતની જલપ્રચારની યોજનાઓ.

(લેખકઃ—લક્ષ્મીલાલ માણેકલાલ ડૉક્ટર, બી. એ., એલએલ. બી.)

" It would be difficult to find an area of equal size in India which is so well supplied with water. Even small places with no pretentions to be called towns have their water." Stanley Rice in 'Sayaji Rao III, Maharaja of Baroda'.

૮ મી જાન્યુઆરી ૧૮૮૫ માં વડોદરા શહેરના એક લાખ નાગરિકો માટે સ્વચ્છ અને પુરતું જળ પુરૂ પાડવા રાજધાનીથી બાર માઇલ દૂર શ્રીમંત મહારાજા સાહેબે વૉટર વર્કસની યોજનાની મંગલ શરૂઆત કરી અને તેને પ્રજાહિત અને ઉપયોગનું એક મહાન ખર્ચાળ અને અગત્યનું કાર્ય તરીખે વર્ણવ્યું. તેનો રસિક ઇતિહાસ આપણને ૨૦ વર્ષ પહેલાના સમયમાં લઈ જાય છે.

શ્રીમંતના રાજ્યારોહણ પહેલા જાહેર બાંધકામ ખાતુ ઇમારત, કારખાના તરીકે ઓળખાતું હતું. મહેલો, દેવસ્થાનો અને ધર્મશાળાઓ બાંધવી અને સમાર કરવી એ તેનું કાર્ય હતું. આજે જે ઇજીનીયરીંગનું જ્ઞાન અને કુશળતા તે ખાતામાં છે તેનો તે વેળાએ અભાવ હતો. સર તાંન્જોર માધવરાવની દીવાનગીરી દરમ્યાન એ ખાતાનો વાર્ષિક ખર્ચ માત્ર રૂા. ૭૦ હજારનો હતો. શ્રીમંતના રાજ્ય અમલના પ્રથમ દશ વર્ષમાં તે ખર્ચ વધીને રૂા. દોઢ લાખનો લગભગ થયો. જેમ જેમ પ્રજાકલ્યાણનાં વધુ કાર્યો શ્રીમંતે ઉપાડ્યા તેમ તેમ ખાતાની પુનર્ઘટના થઈ અને સને ૧૮૯૦ માં આજે આપણે જોઇએ છીએ તે સ્વરૂપમાં ખાતાનો જન્મ થયો. પચીસથી ત્રીસ લાખ રૂપીઆ ખાતાની વાર્ષિક મહેકમ છે અને નવા કામો ઉપાડવા તેમ જુના કામોને દુરસ્ત રાખી નિભાવવા એ તેની મુખ્ય ફરજ છે. દીવસે દીવસે પ્રગતિ કરી આજે તે ખાતું અતિમહત્વનું અને ઉપયોગી થયું છે.

સને ૧૮૬૬–૬૭ શ્રીમંત મહારાજા ખંડેરાવે નર્મદાનદીમાંથી પાણી લાવવાની યોજનાનો વિચાર કર્યો હતો. પરંતુ મુંબાઇનો ઇજીનીયર કર્નલ ફાઇફે આ યોજના ખર્ચાળ અને નુકશાનકારક નિવડશે એવો અભિપ્રાય આપ્યાથી તે પડતી મુકાઈ હતી. દશ વર્ષ પછી દિવાન સર ટી. માધવરાવે ફરીથી આ પ્રશ્ન હાથમાં લીધો હતો. એક યુરોપીઅન ઇજીનીયરને ખાસ રોકવામાં આવ્યા હતા અને મહી

નદી, ઓરસંગ, સાવલીનાં તળાવો વિગેરેનો અનુક્રમે વિચાર કરવામાં આવ્યો હતો. છેવટે રેલ્વે સ્ટેશન નજીક ૫૦ કુવા ખોદી પંપોની મદદ વડે શહેરને પાણી પુરૂં પાડવાની યોજના તેમણે રજુ કરી હતી. કુવાના ઝરણાં બહોળી જરૂરીઆતને પહોંચી શકશે કે કેમ તે સંશયથી સર ટી. માધવરાવ આ ખર્ચાળ યોજનાથી પાછા પડ્યા.

રાજ્યારોહણ પછી ટુંક સમયમાં જ શ્રીમંતે આ પ્રશ્ન ઉપાડી લીધો અને સને ૧૮૮૪ માં વડોદરા તાલુકાની મુલાકાત લીધી. આને પરિણામે શ્રીમંતને નવી કલ્પના પ્રાપ્ત થઇ અને કચ્છમાં કામ કરતા હિંદી ઈજીનીયર શ્રી. જગન્નાથ સદાશીવને ખાસ રોકવામાં આવ્યા. ગુરૂત્વાકર્ષણના નિયમ પ્રમાણે ઉંચા સ્થળેથી વડોદરા શહેરને પાણી પુરૂં પાડવું શકય નથી એવો ઘણા નિષ્ણાતોનો અભિપ્રાય હોવા છતાં તેમણે વડોદરાથી ૧૨ માઇલ દૂર આવેલી સૂર્યાનદી અને વાઘલી નાળાને સેતુ બાંધી સરોવરના સ્વરૂપમાં ફેરવી શકાય અને gravitation scheme પ્રમાણે જળ પ્રચાર કરી શકાય એવો અભિપ્રાય આપ્યો. આ યોજનાનો શ્રીમંતે સન ૧૮૮૫ માં નિડરતાથી સ્વીકાર કર્યો અને અતિહર્ષથી ઉચ્ચાર્યું કે દક્ષીણે નર્મદા સુધી, ઉત્તરે મહીસુધી, ઉંચે પાવાગઢની ટોચ સુધી અને પાતાળમાં પૃથ્વીના ગર્ભસુધી શોધ કર્યા પછી આપણને પાણી પુરૂ પાડવાને શક્તીવાળી નાની નિરભીમાની સૂર્યા નદી પ્રાપ્ત થઈ છે. હવે વડોદરાની પ્રજા પુષ્કળ આરોગ્યપ્રદ જળ મેળવવા ભાગ્યશાળી થશે અને હું પ્રજાહિતનું અગત્યનું કાર્ય સાધી શકીશ. તે વેળા નીચેની આશા અને આગાહી દર્શાવી હતી. 'We may look forward to the time when the drainage of Baroda will be satisfactory, when its markets and main streets will be broad and pleasant, when its public building will be spacious, when the approaches to it from the surrounding country will be numerous and easy'. શ્રીમંતનું ગૌરવ છે કે આ અને બીજું અનેક સિદ્ધ થયું છે.

સન ૧૮૯૨ ની ૨૯ મી માર્ચે આજવા વૉટર વર્કસ્ તૈયાર થયું અને શ્રીમંતનું નામ તેને અર્પવામાં આવ્યું. શ્રી સયાજી સરોવર પ્રજા માટે ખુલ્લું જાહેર કરતાં શ્રીમંતે દર્શાવેલા વિચારો મનનીય છે. તેમાં શ્રીમંતે નિર્મળ જળની આરોગ્યની દૃષ્ટિએ અગત્ય, બીજા આરોગ્ય સંરક્ષણ અર્થે આવશ્યક સુધારા, રાજ્યના ૩૫૦૦ શહરો અને ગામો માટે પાણી પુરવઠાની શ્રીમંતની અભિલાષા, પ્રજાની તંદુરૂસ્તી સુધારવા પ્રજાના સહકારની અવશ્યકતા, પ્રાથમિક જ્ઞાનપ્રચારની યોજના આપબળ ખીલવવાની જરૂરીઆત વિગેરે પ્રજાકલ્યાણની વસ્તુઓનો નિર્દેશ કર્યો. તે વ્યાખ્યાનમાં ભાવિ રાજતંત્રની રૂપરેખા સ્પષ્ટ દેખાય છે.

શ્રીસયાજી સરોવરની પૂર્વે બ.જુની પાળ ૩ાા માઇલ લાંબી છે, ૨૩ ફીટ વધારેમાં વધારે ઉંડાઈ છે અને પાા માઇલ ચોરસ ક્ષેત્રફળમાં પાણી પથરાએલું છે. ત્યાંથી પાંચ માઇલ દૂર આવેલા નીમેટામાંથી પાણી આવી બે તળાવોમાં સ્થિર થઈ, સ્વચ્છ થઈ આગળ જાય છે. શ્રીસયાજી સરોવરની ભવ્યતા અને સૌંદર્યનો ખ્યાલ મુલાકાત લેનારાઓથી અજાણ્યો નથી અને એવો કોણ વડોદરાનો નાગરિક હશે જેણે મુલાકાત લીધી નહીં હોય ? શ્રી. જગન્નાથ સદાશીવે જે કૌશલ્ય વાપરી આ યોજના ઘડી હતી તેની કદર કરી શ્રીમંતે વડોદરાથી શ્રીસયાજી સરોવરના રસ્તા જોડે તેમનું નામ જોડયું હતું.

સન ૧૯૦૦ માં નિર્જળ વર્ષોની પરંપરા આવવાથી શ્રીસયાજી સરોવરમાં પાણી લાવવા આસોજના પાણી ઝીલનારા બાર માઇલના પ્રદેશનો ઉપયોગ કરવામાં આવ્યો. તે છતાં અનાવૃષ્ટીનાં વર્ષો દરમ્યાન પાણીની તંગાશા માલમ પડી. આથી સને ૧૯૨૬ માં પ્રતાપપુરા ગામે મદદગાર સરોવર અને પોષક નહેર બાંધવામાં આવ્યા. જેથી ૨૫ માઇલના પ્રદેશે શ્રીસયાજી સરોવરમાં પાણી મોકલવા માંડયું. તેને ખુલ્લું મુકવાનો સમારંભ ૧૯૩૦ માં થયો અને તે વેળાએ શ્રીમંતે નાના સુંદર પ્રતાપપુરા સરોવરને શ્રી. રાજપૌત્ર પ્રતાપસીંહનું નામ આપી “ પ્રતાપસીંહ સરોવર ” કહ્યું. આ વધારાની યોજનાથી અનાવૃષ્ટીના ડરનો નાશ થયો છે. તે પ્રસંગે શ્રીમંતે ગત ૫૦ વર્ષની પ્રગતિની સમાલોચના કરી જાહેર બાંધકામ ખાતાને પ્રજાહિતનાં કાર્યોમાં કયાં કેટલી સફળતા અને નિષ્ફળતા મળી તેનું સંકોચવિના બ્યાન કર્યું અને હેતુ સફળ કરવા શા પગલા લેવા જોઇએ તે પ્રેરક શબ્દોમાં વર્ણવ્યા.

વડોદરા વોટર વર્કસની આ સર્વ યોજનાઓનો રૂા. ૬૦ લાખનો ખર્ચ થયો છે. શ્રીમંતે વડોદરાનાં નાગરિકોને આ ગંજાવર રકમની ઉદાર ભેટ કરી છે. પાણી-વેરાની સન ૧૯૩૧ માં વડોદરા મ્યુનિસિપાલીટીને એક વર્ષની એક લાખ પંચ્યાશી હજારની આવક થઇ હતી.

જળ પ્રચારની રસિક વાર્તાનો આ પ્રથમ ખંડ. શ્રીમંતના પ્રગતિશીલ રાજયવહિવટનું એ પ્રથમ પગલું હતું. રાજધાનીમાં શરૂઆત કર્યા પછી રાજ્યની મોટી વસ્તીવાળા શહેરો અને ગામો માટે પાણીપુરવઠાની યોજનાઓ ઘડવા શ્રીમંતે આજ્ઞા કરી. સન ૧૯૧૨ માં ભાદરણમાં અને સન ૧૯૧૫ માં પાટણમાં વોટરવર્ક્સ્ ખુલ્લા મુકાયા. આ યોજનાઓનો અમલ કરવા સ્થાનિક મ્યુનિસીપા-લીટીઓ અને સંસ્થાઓને ખર્ચ વિશેષ કરવો પડયો. પરન્તુ સ્થાનિક સંજોગો અને જરૂરીઆતો પ્રમાણે તે ખર્ચનો નીમે ભાગ અને કેટલાક ગામોમાં બધો ખર્ચ રાજ્યે ઉપાડી લેવા શ્રીમંતે હુકમ કર્યો.

નીચેનાં સ્થળોમાં પાણી પુરવઠાની યોજનાઓ આજસુધીમાં અમલમાં મુકાઈ છેઃ—

| | | |
|---|---|---|
| ૧. સંખેડા | ૬. સોનગઢ | ૧૧. મહેસાણા |
| ૨. શીનોર | ૭. વ્યારા | ૧૨. નવસારી |
| ૩. ભાદરણ | ૮. ખોલવાડ | ૧૩. વીસનગર |
| ૪. સોજીત્રા | ૯. વરીઆવ | ૧૪. વડોદરા |
| ૫. કઠોર | ૧૦. પાટણ | |

શ્રી. સરકાર નીચેનાં સ્થળો માટે યોજનાઓનો વિચાર કરે છેઃ—

| | | |
|---|---|---|
| ૧. સીદ્ધપુર, | ૪. ધર્મજ | ૭. બહાદરપુર |
| ૨. ડભોઈ | ૫. કલોલ | ૮. પેટલાદ |
| ૩. પાદરા | ૬. કડી | ૯. દ્વારકા |

અત્રે એક નોંધ કરવી અગત્યની છે. પ્રજા કલ્યાણની યોજનાઓ ઘડવા શ્રીમંત કૃ૦ મહારાજા સાહેબ રાજ્યના ઈજીનીયરોની બુદ્ધિ અને કૌશલ્યને સંપૂર્ણ માર્ગ આપે છે. પરંતુ પ્રજાનો પૈસાનો યોજનાઓથી સદુપયોગ થશે કે નહિ તેની ખાત્રી કરવા સ્વતંત્ર નિષ્ણાતો લાવી તેમની પાસે તે યોજનાઓ બારીકાઈથી તપાસાવની ડહાપણ ભરેલી નીતિ શ્રીમંતે ધારણ કરી છે. સદ્‌ગત જગન્નાથ સદાશીવ આવી કસોટીમાંથી વિજયી નીવડ્યા હતા અને દરેક નિષ્ણાતે તેમની બુદ્ધિ, દેખરેખ અને કૌશલ્યનાં વખાણ કર્યા હતા. ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીમંતે પણ તેમની કદર બુઝી હતી. અને તેમના નામને અમર કર્યું છે.

રાજ્યની નાની મોટી મ્યુનીસીપાલીટીઓ પોતાની હદમાં પાણી પુરવઠાની યોજનાનો લાભ લઈ શકે તે માટે શ્રીમંત સરકારે ઉદાર નિયમો ઘડ્યા છે. આ નિયમો પ્રમાણે યોજના અમલમાં લાવવાનો કુલ ખર્ચનો $\frac{1}{3}$ થી $\frac{3}{4}$ ભાગ દરેક સ્થળની જરૂરીઆત અને સ્થીતિ પ્રમાણે શ્રી. સરકાર બક્ષીસ આપે છે. બાકીના ભાગની લોન આપે છે, જે લોન ૩૦ થી ૫૦ વર્ષમાં ભરી દેવાની હોય છે. યોજનાઓનો વિકાસ અને અમલ જાહેર બાંધકામ ખાતું વિનામૂલ્યે કરી આપી છે.

ગામડાઓ માટે પાણી પુરવઠાની યોજનાના નિયમો વગર શ્રીમંતના બધા પ્રયાસો નિરર્થક થાત. પણ તેમ બનવું અશક્ય છે. આ નિયમો પ્રમાણે ગામો રાજ્યપાસેથી યોજનાના કુલ ખર્ચના ૭૫ ટકા સુધી સદ્ધર મદદ મેળવી શકે છે. હાલ સુધીમાં શીનોર તાલુકાનાં ઘણા અને ડભોઈ તાલુકાના કેટલાક ગામે આ નિયમોનો લાભ મેળવ્યો છે અને નિર્મળ જળપ્રચાર ત્યાં વ્યાપ્યો છે. આશા છે કે નજીકનાં ભવિષ્યમાં તેમનું અનુકરણ રાજ્યનાં બીજા ગામો કરશે.

પ્રજાને નિર્મળ અને જથાબંધ જળ મળે તે માટે શ્રીમંતની એટલી તીવ્ર ઉમેદ છે કે ૭૦૦૦ કે તેથી વધારે વસ્તીવાળા રાજ્યના શહેરોમાં પાણી પુરૂ પાડવાની શું વ્યવસ્થા છે અને શી રીતે સ્વચ્છ જળ મેળવવાની તેમની મુશ્કેલીઓ દૂર થાય તેની તપાસ કરી નિવેદન કરવા થોડા સમયપર ઈરીગેશન ઈજીનીયર સાહેબને શ્રીમંતે હુકમ કર્યો છે. મહેસાણા પ્રાંતના ગામોની તપાસ પુરી થઈ શ્રીમંતને નિવેદન સાદર કરવામાં આવ્યું છે. આપણે આશા રાખીએ કે બીજા પ્રાંતોનું નિવેદન સત્વર તૈયાર થઇ હજુર સાદર કરવામા આવશે.

" મારા અંતરની ઉંડી ઇચ્છા છે કે આ તળાવથી વડોદરા શહેરની મારી પ્રજાને આરોગ્યદાયી સ્વચ્છ પાણીનો લાભ મળશે એટલુંજ નહીં પરંતુ રેલ સંકટ અથવા અનાવૃષ્ટિ જેવા આફતના પ્રસંગોએ તેમને પુરતી રાહેત અને લાભ મળશે. રેલ વખતે તેના ભયમાંથી બચાશે અને કમી વરસાદ પ્રસંગે પુષ્કળ પાણી મળી શકશે. મને ખાત્રી છે કે આ પ્રમાણે બેવડો લાભ થશે. આ જાણી પ્રજા સલામતી માટે હવે નિર્ભય થશે. આ ઉદ્દેશથી મેં આ એમ સાહસ ખેડયું છે અને હુ અંતરથી આશા રાખું છું કે તે હાલની પ્રજાનેજ નહીં પણ ભવિષ્યની પ્રજાને આશીર્વાદ રૂપ થઈ પડશે. "*

---

## ' યુગદ્રષ્ટા ' અને ' યુગસૃષ્ટા '

### રાજર્ષિ

## શ્રીમંત સયાજીરાવ.

(લેખકઃ—**હરિરાય ભ. બુચ,** ઉપતંત્રી, **" શ્રી સયાજીવિજય, " વડોદરા.**)

કોઈપણ જીવંત મહાપુરૂષ-પછી તે સામાન્ય જન વ્યક્તિ હો કે કોઇ રાજકર્તા હો-પરંતુ, તેની જીવન પ્રવૃત્તિઓ અને તેના આદર્શોનું અવલોકન કરવું એ કાર્ય સમકાલિન લેખક કે વિવેચક માટે ઘણું નાજુક, કઠણ અને કંઈક જવાબદારી ભરેલું છે. સત્ય મિમાંસા અને નિષ્પક્ષપાત અભિપ્રાયોને પણ એવા સંજોગોમાં ઘણીવાર પ્રશસ્તિ, સ્તુતિ અથવા અતિશયોક્તિનું દોષારોપણ થવાનો ભય સહજ છે. પરંતુ, અરધી સદી સુધી એકધારો સુરાજ્યનો પ્રવાહ વહેવડાવનાર ગુર્જરેશ મહારાજા સયાજીરાવના લોકકલ્યાણના શુભ ઉદ્દેશો અને સત્કાર્યો વડોદરા રાજ્યમાંજ નહિ, પરન્તુ આખા ગુજરાતમાં તેમજ આગળ વધીને કહીએ તો આખા હિન્દુસ્થાનમાં એટલી બધી પ્રસિદ્ધિ અને પ્રશંસા પામેલાં છે કે એ

---

* ' શ્રી પ્રતાપસીંહ સરોવર ' ખુલ્લું જાહેર કરતાં શ્રીમંતે ઉચ્ચારેલા શબ્દો.

વિષયની સમીક્ષા કરનારને કોઈ વિરોધી ખુણામાંથી પણ જનતાના કટાક્ષનો ખાસ પ્રહાર સહન કરવાનો ભય રહેતો નથી. છતાં, સત્ય વસ્તુને સત્ય આલેખવાના આવેશમાં અતિશયોક્તિના રંગની પીંછી લાગી ન જાય તે માટે બનતી સંભાળ અને સંયમ રાખીને મારા વિચારો વ્યકત કરીશ.

હિન્દુસ્તાનના ઇતિહાસમાં ઓગણીસમા સૈકાની છેલ્લી પા સદીનો અને વીસમા સૈકાની શરૂઆતની પા સાદીનો યુગ દેશ અને સમાજના પુનરૂદ્ધારની દ્રષ્ટિએ સુવર્ણયુગ છે એમ કહીએ તો ખોટું નથી. એ યુગના 'દ્રષ્ટા' અને 'સૃષ્ટા' થવાને જે દેશભકત મહાન-ગણીગાંઠી વ્યકિતઓ નિર્માણ થયેલી છે, તેમાં વડોદરા નરેશ શ્રી. સયાજીરાવ મહારાજનું સ્થાન અનોખું છે અને રહેશે. જગતના ઇતિહાસમાં એવા થોડા દાખલાઓ નજરે તરી આવે છે, જેમાં એકજ વ્યકિતના ભાગ્યમાં યુગદૃષ્ટા તેમજ યુગસૃષ્ટા એ ઉભયનું પ્રભુત્વ સરજાયલું હોય. તેવી વિરલ વિભૂતિઓમાં શ્રી. સયાજીરાવ એક હોઈ, તેમના પ્રતાપી રાજ્ય અમલનો લ્હાવો લેનાર તેમજ જોનાર જનતા ખરેખર ભાગ્યશાળી છે.

શ્રી. મહારાજા સયાજીરાવને 'યુગદ્રષ્ટા' અને 'યુગસૃષ્ટા' તરીકે સંબોધન કરવામાં એ શબ્દોનો ભાવાર્થ અને તેનાં વિશિષ્ટ લક્ષણો જાણવાની જરૂર છે. જે પચીસ કે પચાસ વર્ષ પછી આવનારા યુગને પોતાની તીવ્ર બુદ્ધિ અને દીર્ઘદૃષ્ટિથી બરાબર સ્પષ્ટતાથી અને ચોક્કસપણે જોઈ શકે અને કહી શકે તેને 'યુગદ્રષ્ટા' કહી શકાય; અને તેથી આગળ વધીને પોતાની એ દ્રષ્ટિ અનુસાર વિચાર કરી એ વિચારોને ભક્રમપણે અમલમાં મુકી નવો યુગ સરજી શકે એનું નામ 'યુગસૃષ્ટા'. શ્રીકૃષ્ણ, બુદ્ધ, મહાવીર સ્વામી, જરથોસ્ત, શંકર, ક્રાઇસ્ટ, મહમદ અને ગુરૂગોવિંદ વગેરે ધર્મ સ્થાપકો, સમાજ સુધારકો, અને ધર્મ સમ્રાટો એ કોટિમાં આવે છે. હિન્દના ઐતિહાસિક યુગમાં વિક્રમ, ભોજ, શાલિવાહન, ચંદ્રગુપ્ત, અશોક, હર્ષવર્ધન્, અકબર અને શિવાજી વગેરે સમ્રાટોનાં નામો ઇતિહાસની આરસીમાં તરી આવે છે. હિન્દના વર્તમાન યુગમાં એ કોટિમાં સ્થાન ધરાવતાં નામોમાં રાજા રામમોહનરાય, સ્વામી દયાનંદ, સ્વામી વિવેકાનંદ, હિન્દના માજી વોઇસરૉય સ્વ૦ લૉર્ડ રિપન, અને છેક વર્તમાન સમયમાં મ૦ ગાંધીજી વગેરે મુખ્ય છે. આપણા વડોદરાના રાજકર્તા શ્રી. મહારાજા સયાજીરાવ પણ એ કોટિમાં એક કીર્તિભર્યું સ્થાન ધરાવે છે. અને એક દૃષ્ટિએ જોતાં તેમનું એ સ્થાન વિશિષ્ટ પ્રકારનું દેખાય છે; કારણ કે કોઇની કાર્ય પ્રવૃત્તિ ધર્મક્ષેત્રમાં, કોઇની સામાજીક ક્ષેત્રમાં, અને કોઇની રાજદ્વારી ક્ષેત્રમાં એમ અમુક અમુક મર્યાદિત પ્રદેશોમાં વહેંચાયલી છે. મ. ગાંધીજીની પ્રવૃત્તિનું ક્ષેત્ર જરા વિશાળ છે ખરૂં. પરંતુ, સમાજના પુનરૂદ્ધાર અને ઉત્કર્ષ માટે શ્રી. મહારાજા સયાજીરાવની દૃષ્ટિ અને પ્રવૃત્તિઓનું ક્ષેત્ર તેમના વિશેષ પ્રકારના દરજ્જાના

સુયોગે વધારે બહોળું અને અનેક દેશીય હોઇ, એકંદર રીતે બીજા કોઇપણ કરતાં તેઓએ આ દિશામાં એકલા હાથે વધારે કાર્ય કરી બતાવ્યું છે અને પોતાના પ્રયત્નોનું શુભ ફળ પણ થોડે ઘણે અંશે તેઓ મેળવી શકયા છે. તેઓએ જુદી જુદી દિશામાં જે લોકહિતની યોજનાઓ કરી છે, અને જે સુધારાઓ દાખલ કરેલા છે, તે તમામ યોજનાઓ અને સુધારાઓ સમગ્ર જનતાને એક સરખી રીતે રૂચિકર અથવા માન્ય છે, એ કહેવાનો અત્રે આશય નથી. મતભેદ અને વિરોધ એ જન સ્વભાવનું અનિવાર્ય લક્ષણ છે. 'भिन्न रुचिर्हि लोकः' એ માનસશાસ્ત્રનું સનાતન સત્ય છે. કોઇને જુનું છે માટે તે સારૂં જ છે એમ સમજી કંઇપણ નવીન સુધારાની કે પ્રગતિની વાત જ ગમતી નથી; જ્યારે કોઇને જુનું છે માટે તે ખરાબ જ છે એવો પૂર્વગ્રહ બંધાવાથી તેમને કંઇને કંઇ નિત્યનવું જોઇએ એવી ક્ષણિક મનોદશા થાય છે. આ બંન્ને બંધન યુગદૃષ્ટાને કે યુગસૃષ્ટાને માન્ય નથી. પ્રણાલિકાનો પ્રણાલિકાની જ ખાતર તે ગુલામ નથી! સુધારાનો સુધારાની ખાતર જ તે આશક નથી! સમાજ પ્રત્યેની પોતાની ફરજ એ જ તેના વિચારનું તેમજ કાર્યનું દૃષ્ટિબિન્દુ હોય છે. ઘણાને શું રૂચશે કે નહિ રૂચે, એની પરવા કર્યા સિવાય પોતાને જે સત્ય લાગે, હિતકર લાગે એ જ કરવું-અને નિર્ભયપણે કરવું એ પોતાનો ધર્મ સમજે છે. એ દૃષ્ટિએ પણ હિન્દના વર્તમાન યુગદૃષ્ટાઓ અને સૃષ્ટાઓમાં શ્રી. મહારાજા સાહેબનું સ્થાન અજોડ છે.

શ્રી. મહારાજા સાહેબની અગાધ શકિત, તીવ્રબુદ્ધિ, અને વિશાળદૃષ્ટિ તેઓના રાજ્યતંત્રની તેમજ લોકહિતની અનેક યોજનાઓ અને કાર્યોમાં તરવરી આવે છે. તેઓનાં સુધારાનાં કાર્યોની મહત્તા સમજવા માટે, તેઓશ્રી ગાદીએ આવ્યા તે સમયની વડોદરા રાજ્યની તેમજ દેશની પરિસ્થિતિ કેવા પ્રકારની હતી તે જાણવાની જરૂર છે. સને ૧૮૮૦-૮૧ ની સાલનો સમય. એ અરસામાં શ્રી. મહારાજા સયાજીરાવે રાજ્યતંત્રની લગામ સ્વતંત્ર રીતે પોતાના હાથમાં લીધી. એ સમયે હિન્દમાં ચોમરથી વિવિધ સુધારાનાં આંદોલનો ફેલાવા માંડયા. લોકોના દીલમાં નવચેતનની જવલંત જ્યોતિ ઝબકવા લાગી. અજ્ઞાનના અંધકારના પડદાઓ તુટવા માંડ્યા. સમાજ અને દેશની ઉન્નતિ માટે અવનવી જાગ્રતિ અને પ્રવૃત્તિઓના ભણકારા સંભળાવા લાગ્યા. જનતાના દીલમાં દેશાભિમાનની નવીન ભાવનાઓ જન્મ પામી અને ભવિષ્યને માટે નવીન આશાઓ પ્રગટી નીકળી. એક તરફથી બ્રિટિશ સરકારે પ્રજાની પ્રગતિ માટે રાજકીય સુધારાઓ દાખલ કરવાની રાજ્યનીતિની શરૂઆત કરી. તે સાથે બીજી તરફથી પ્રજાના સુશિક્ષિત વર્ગમાં પણ દેશોન્નતિ માટે રાષ્ટ્રિય ચળવળનો આરંભ થયો. વૉઇસરાય લાર્ડ રિપને હિન્દની પ્રજા રાજ્ય કારોબારમાં હિસ્સો આપે અને દેશના આંતરિક વહીવટમાં જવાબદારીની સમજ સાથે સહકાર કરી તેનો કેટલોક બોજો ઉઠાવી લેઈ સ્વાશ્રયી

અને એ ઉદ્દેશથી હિન્દની પ્રજાને સ્થાનિક સ્વરાજ્યની બક્ષિસ કરી. સ્થાનિક સ્વરાજ્યના હક્કો મળવાથી લોકોમાં પણ નવીન રાષ્ટ્રિય ચેતના જન્મ પામી, અને સમગ્ર દેશના સુશિક્ષિત નેતાઓએ હિન્દી રાષ્ટ્રિય મહાસભાની સ્થાપના કરી પ્રજામાં સ્વરાજ્ય અને સ્વાશ્રયની ભાવના જાગૃત કરવા અને તેને આગળ ધપાવવાની વ્યવસ્થિત રાષ્ટ્રિય ચળવળ શરૂ કરી. આ પ્રમાણે બ્રિટિશ હીંદમાં નવયુગનો પ્રકાશ ધીમેધીમે ફેલાવા માંડ્યો. પરંતુ, હિન્દના ત્રીજા ભાગનો વિસ્તાર અને ચોથા ભાગની વસ્તી ધરાવનાર દેશી રાજસ્થાનોમાં એ યુગપ્રકાશ પ્રવેશી શક્યો નહિ. રાજ્યતંત્રોમાં બ્રિટિશ ધારા–ધોરણોનું બાહ્ય સ્વરૂપ કેટલાંક રાજ્યોમાં દાખલ થયું, પણ પ્રજાકીય ભાવના જાગ્રત થાય કે પોષાય તેવા સુધારા કે ફેરફાર કોઈપણ રાજસ્થાનમાં દાખલ થવા ન પામ્યાં. દેશી રાજ્યોની પ્રજા ઉચ્ચ કેળવણીનાં સાધનોથી પણ વિમુખ રહી. વેપાર ઉદ્યોગ અને હુન્નર કળા દિવસે દિવસ પડી ભાગવા લાગ્યાં અને વસ્તી અજ્ઞાન અને પછાત રહેવાથી નિર્ધનતા વધવા લાગી. પરિણામે દેશી રાજ્યોની રૈયતનો સાહસિક ભાગ બ્રિટિશ હિન્દના પ્રદેશમાં વેપાર ધંધા માટે ચાલી નીકળવા માંડ્યો અને દેશી રાજ્યોની આબાદી દિવસે દિવસ ઘટવા લાગી. આ સ્થિતિ થવામાં કોનો કેટલો દોષ છે અને કોને કેટલા દરજ્જે જવાબદાર ગણી શકાય એ ચર્ચાસ્પદ અને નિરર્થક વિષયના ઉંડાણમાં ઉતરવાની અત્રે આવશ્યકતા નથી–અવકાશ નથી. પરંતુ એટલું તો નિર્વિવાદ કે બ્રિટિશ હિન્દની સાથે પ્રગતિ કરવાને બદલે દેશી રાજ્યસ્થાનો સામાન્યતઃ રૂઢિચુસ્તતાના પ્રમાદમાં પડી રહ્યાં અને પરિણામે પછાત પડી ગયાં. પ્રજા વધારે અજ્ઞાન, નિર્ધન અને નિરૂત્સાહી બની. રાજ્યોની આબાદી દિવસેદિવસ ઘટવા લાગી. જુનું સારૂં રહી શક્યું નહિ, અને નવું સારૂં આવી શક્યું નહિ એવી દેશી રાજ્યોની સ્થિતિ થઈ. એકંદરે અજ્ઞાન અને અંધકારનો યુગ ચાલુ રહ્યો અટલે સુધી કે દેશી રાજ્યોનો કારોબાર પછાતપણાના અને અવ્યવસ્થાના પર્યાયરૂપ થઈ પડ્યો. આ સને ૧૮૮૦ ના હિન્દની તથા ખાસ કરીને હિન્દનાં દેશીરાજ્યોની સ્થિતિનું સામાન્ય રેખા ચિત્ર !

શ્રી. મહારાજા સાહેબના રાજ્યઅમલનો ઉદયકાળ એ અરસામાં થયો, જે સમયે હિન્દમાં સામાજીક પુનર્ઘટનાનાં આછાં અને છુટાંછવાયાં પરિવર્તનનાં આંદોલનો આખા દેશમાં પ્રસરવાની શરૂઆત થયેલી. એ રાષ્ટ્રિય પુનર્ઘટનાના ઉષઃકાળના ઝાંખા અજવાળામાં પણ પોતાની નાની યુવાન વય છતાં, શ્રીમંત મહારાજા સયાજીરાવની તીવ્ર દ્રષ્ટિએ તે સમયની વર્તમાન સ્થિતિનું પુર્ણ અવલોકન કરી લીધું; એટલુંજ નહિ પણ દુરની ક્ષિતિ મર્યાદા ઉપર દેખાતા પચાસ વર્ષ પછીના યુગને પણ નિહાળી લીધો. પોતાની પ્રજા તેમજ સમગ્ર હિન્દની પ્રજા જગતની નવીન સંસ્કૃતિ અને સુધારામાં પછાત કેમ રહી છે, તેના રોગનું બારીક

નિદાન કરી 'જગતના એ બીમાર અને અશક્ત મનુષ્ય'ને સાજો અને સશક્ત કેમ કરવો અને દેશની સમૃદ્ધિ અને સંસ્કૃતિનો પુનરૂદ્ધાર શી રીતે કરવો તેના વિચારમાં પોતાની બુદ્ધિ, શક્તિ અને સમય સર્વસ્વને રોકી તે માટેના યોગ્ય ઉપચારો શોધવા અને તેને અમલમાં મુકવાનો દૃઢ નિશ્ચય કરી લીધો. રાજ્યની લગામ સ્વતંત્રપણે હાથમાં લેતાંની સાથેજ તેઓએ પોતાની પ્રજાના ઉત્કર્ષ અને રાજ્યતંત્રની સુધારણાનો રચનાત્મક કાર્યક્રમ તૈયાર કરી તેને ધીમે ધીમે પણ સુદૃઢ રીતે અને સંભાળપૂર્વક એક પછી એક અમલમાં મુકવાની શરૂઆત કરી. તેઓ જોઈ શકયા કે જ્યાં સુધી પ્રજા અજ્ઞાનના અંધકારમાં ગબડે છે અને ગબડશે ત્યાં સુધી સમાજ સુધારણાની કોઈપણ યોજના કે પ્રવૃત્તિ સફલ-સારૂં પરિણામ લાવી શકશે નહિ. સર્વ રોગ અને નબળાઈઓનું ખરૂં મૂળ પ્રજામાં પ્રસરેલું અજ્ઞાન જ છે. એ અજ્ઞાન દુર થયું એટલે સામાજીક કે રાજકીય, ઔદ્યોગિક કે આર્થિક, શારીરિક કે માનસિક કોઈપણ પ્રકારની સુધારણાનો માર્ગ ખુલ્લો અને સરળ થયા વિના રહેશે નહિ. એ સિદ્ધાંતની ખાત્રી થતાં, સૌથી પહેલાં તેઓએ સામાજીક સર્વે રોગોના મૂળને-અજ્ઞાનતાને પકડી તેને દુર કરવા કેળવણીનો પ્રશ્ન હાથમાં લીધો અને એ દિશામાં પ્રવૃતિ શરૂ કરી. રાજ્યમાં શાળાઓ, હાઈસ્કુલો અને ઉચ્ચ કેળવણીનો લાભ પોતાની પ્રજાને તેમજ આખા ગુજરાતને મળે એ વિશાળ હેતુથી કોલેજની સ્થાપના પણ કરી. આપણા દેશની આબાદી માટે મોટામાં મોટી જરૂર ઉદ્યોગ-હુન્નરની ખીલવણીની હોઈ, અને એ દિશામાં બિલકુલ સાધનો નહિ હોવાથી એ જરૂરીયાત પુરી પાડવા શ્રીમંતે કલાભવન સ્થાપ્યું, જેનો લાભ આ રાજ્યના યુવાનો ઉપરાંત હિન્દના દરેક ભાગના યુવાનોને મળેલો છે. દેશમાં ઉદ્યોગ હુન્નરના શિક્ષણની કેટલી બધી જરૂરીયાત છે, તે શ્રીમંત બરાબર જોઈ શકયા હતા અને એ ખામી પુરી પાડવાની પહેલ કરવાનું માન શ્રીમંતને જ ઘટે છે. યુરોપ-અમેરિકા આદિ પ્રગતિ અને સુધારામાં જોસ અને ઝડપ બંધ આગળ વધી રહેલા દેશોના પ્રવાસ દરમ્યાન શ્રીમંતને ખાત્રી થઇ કે આપણા દેશમાં અને રાજ્યમાં સામાન્ય કેળવણીનો પ્રસાર ગામડે ગામડે અને ઝુંપડે ઝુંપડે ન થાય ત્યાંસુધી પ્રજા આગળ વધી, આગળ વધતી જતી દુનિયાંની સાથે પ્રગતિની સરતમાં કદીપણ ટકી શકશે નહિ; એટલુંજ નહિ પણ એટલી પછાત પડી જશે કે, તેની ઉન્નતિ કે પુનરૂદ્ધારનું કાર્ય અશકય નહિ તોપણ ઘણું કઠણ અને મુશ્કેલી ભર્યું થઇ પડશે. તેથી તેઓશ્રીએ પૂર્ણ વિચાર કરી ગમે તે ખર્ચે અને ગમે તેવી મુશ્કેલીઓ વેઠી લેઇને પણ પ્રજાહિત માટેની એ મોટામાં મોટી અને સૌથી વધારે જરૂરીયાતની ચીજ પુરી પાડવા પોતાના રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત દાખલ કરી. તે વખતે 'ફરજીયાત' અને 'મફત'એ બે શબ્દો અને તેને અંગે રહેલી અનેક જવાબદારીઓ, ખાસ કરીને કેળવણીના બહોળા

ક્ષેત્રને અંગે, એટલી બધી ભારે અને મુશ્કેલી ભરી લાગતી હતી કે એ યોજનાને હવાઈ કિલ્લા જેવી અશક્ય માનવામાં આવી હતી. ખુદ બ્રિટિશ હિન્દના કેળવણી ખાતાના જવાબદાર સુકાનીઓને અને પ્રજાકીય નેતાઓને પણ એમાં વિશેષ શ્રદ્ધા નહોતી. પરંતુ શ્રી. મહારાજા સાહેબની દીર્ઘદૃષ્ટિ ચોક્કસ હતી; તેમનો નિશ્ચય અડગ હતો. બે ત્રણ દશકામાં એ યોજનાનાં મીઠાં ફળો દેખાશે, અને એ 'અશક્ય' મનાતો અખતરો 'શક્ય' અને સફળ થઈ તેનું અનુકરણ બ્રિટિશ હિન્દ અને બીજાં દેશી રાજ્યો પણ કરવા પ્રેરાશે એવાં શ્રીમંતના મનમાં મજબુત આશા અને વિશ્વાસ હતાં. અજ્ઞાન અને પચ્છાત પ્રજાના 'ફરજીયાત' સામેના સ્વાભાવિક અને ક્ષંતવ્ય વિરોધ છતાં અને એ યોજના માટે પ્રજા વર્ગનાં પુર્ણ સહાનુભૂતિ અને સહકારની ખાત્રી દેખાતા છતાં, બિમાર દરદીને તેની મરજી ન હોય તો પણ જેમ એક કુશળ વૈદ દવા આપે તેવા શુભ હેતુ અને દૃઢ નિશ્ચયથી શ્રીમંતે ફરજીયાત કેળવણીની યોજના ચાલુ રાખી અને મોટાં શહેરોમાં જ નહિ, પણ ગામડે ગામડે અને ઘરોઘર જ્ઞાનગંગાનો પ્રવાહ વહેતો કર્યો. ગામડાંના લોકો જાણેલું ભુલી નહિ જતાં તેમના જ્ઞાનમાં વૃદ્ધિ થાય તે માટે પુસ્તકાલયના પ્રચારની પણ વિશાળ યોજના કરી. લોકોને એ રીતે વિદ્યાદાન આપવામાં ગમે તેટલા ખર્ચ અને શ્રમની શ્રીમંતે પરવા કરી નથી. વડોદરા રાજ્યની આવકના પ્રમાણમાં હિન્દનાં બીજાં કોઇપણ રાજ્ય કરતાં વધારે આત્મભોગ આપીને પ્રજાની કેળવણી માટે વધારે નાણાં ખર્ચવાની શ્રીમંતે જોગવાઈ કરેલી છે, અને હજુ પણ વધારે ખર્ચ કરવા તેઓ તત્પર છે. શ્રીમંતની કેળવણીની ઉદાર અને લોકહિતની યોજનાની શરૂઆત, તેની પ્રગતિ, અને સફળતાનો વિગતવાર ઇતિહાસ આપવાની અત્રે આવશ્યકતા નથી, કારણ તે સૌને સુવિદિત છે. માત્ર એટલુંજ કહેવું બસ થશે કે, એ હિતકારી ઔષધના પરિણામે જનસમુહમાંથી અજ્ઞાનતાનો રોગ ધીમે ધીમે દુર થતો જાય છે. તેનાં મીઠાં હિતકારી ફળ પ્રજા ચાખતી થઇ છે અને તેની ઉપયોગિતા એટલે દરજ્જે સમજતી થઈ છે કે ગામડાંઓની પ્રજા તરફથી પણ કેળવણીના પ્રચાર કાર્યમાં શ્રી. સરકાર સાથે સહકાર કરી નાણાંની મદદનો બને તેટલો ફાળો આપવા ઉત્સાહ ભરી માગણીઓ થતી દેખાય છે, અને તેના પરિણામે દરેક તાલુકામાં અને ઘણા ખરા કસ્બા શહેરોમાં હાઈસ્કુલો થઈ લોકો ઉચ્ચ કેળવણીનો લાભ લેવા માંડયા છે. હવે ફરજીયાત સામેનો અજ્ઞાન જનતાનો વિરોધ ઘસાઈ ગયો છે અને ગામડાંઓમાં પણ કેળવણીનો લાભ વધારેને વધારે લેવા માટે જાગૃતિ થઇ છે. એ રીતે કેળવણી પ્રચારના ક્ષેત્રમાં શ્રીમંતે પચ્ચાસ વર્ષ પહેલાં જે દીર્ઘ દૃષ્ટિ વાપરી પ્રવૃત્તિ શરૂ કરેલી તેનું મિષ્ટ ફળ આવેલું છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પરદુઃખ ભંજન રાજા ભોજ માટે કહેવામાં આવે છે કેઃ 'મારા રાજ્યમાં કોઈ ભૂખ્યું ન રહે' એવી તેના હૃદયમાં પ્રજાવત્સલતા

હતી. શ્રીમંતની પ્રજાવત્સલતા તેથી આગળ વધીને કહે છે કે: 'મારા રાજ્યમાં કોઈ અભણ ન રહે.' શ્રીમંતની પ્રજાકલ્યાણની એ ભાવના ભોજરાજા કરતાં ચઢીયાતી છે; કારણ કે તેનો આશય પ્રજાની ભૂખ ટાળવા કરતાં પ્રજાની ભૂખનું મૂળ જે અજ્ઞાન તે ટાળવાનો છે. આ રાજ્યમાં ફરજીયાત કેળવણીની યોજનાની સફળતા જોઇને છેક પચીસ વર્ષ પછી બ્રિટિશ હિન્દુસ્થાનમાં પણ સરકારે એ ધોરણનો સ્વીકાર કરેલો છે અને હવે ઘણા જીલ્લાઓમાં તેનો અમલ થવા માંડયો છે. એ દૃષ્ટિએ જોતાં કેળવણીના ક્ષેત્રમાં શ્રી. મહારાજા સાહેબનું નામ માત્ર વડોદરા રાજ્યના જ નહિ, પણ સમગ્ર હિન્દુસ્થાનના ઇતિહાસમાં યુગદ્રષ્ટા અને સૃષ્ટા તરીકે અક્ષય કીર્તિ મેળવશે, એ નિઃસંદેહ છે.

શરીરે નબળી પ્રજા કોઇપણ જીવનના ક્ષેત્રમાં પ્રગતિ કરી શકતી નથી, એ સૂત્ર પણ પ્રથમ અને સૌથી વધારે સમજવાનો યશ શ્રીમંતને જ ઘટે છે. વર્તમાન કેળવણીના અભ્યાસક્રમમાં મોટામાં મોટી ખામી એ છે કે તેમાં શારીરિક તાલીમને સ્થાન નથી.તેના પરિણામે છેલ્લા સોએક વર્ષ દરમ્યાન દેશની પ્રજાની શારીરિક સંપત્તિ ઘણી દુર્બળ અને દયાજનક થઈ છે. બાળકોનાં મન અને બુદ્ધિ ઉપર વધારે શ્રમનો બોજો પડેલો છે, અને સાથે શરીરની ખીલવણી નહિ થવાથી પરિણામ વિપરીત આવેલું છે. મીસ મેયોએ લખેલા 'મધર ઈંડિઆ' નામના જગબત્રિશીએ ચઢેલા પુસ્તકમાં હિન્દની સંસ્કૃતિને જગતની દ્રષ્ટિએ ઉતારી પાડી હલકી દેખાડવા પ્રયત્ન કરેલો છે, તે પુસ્તકના આરંભમાં જ નિર્માલ્ય માંયકાંગલા હિન્દી યુવકનું ઘૃણાત્મક ચિત્ર રજુ તેણે દોરેલું છે. એ ચિત્રાલેખનમાં વધારે પડતો રંગ લગાડેલો છે એ ખરૂં; પરંતુ, આપણા દેશની યુવાન ઉઘરતી પ્રજા જગતની બીજી યુવાન પ્રજાઓ કરતાં નબળી છે; અને બુદ્ધિબળ વધેલું હોવા છતાં, શારીરિક અને માનસિક બળની ખામીને લીધે વ્યક્તિ કે સમાજની ઉન્નતિ માટે કંઇપણ સાહસ ખેડવાની તેનામાં શક્તિ રહી નથી. જો કે એ પરિણામ માટે સૌથી વધારે અને સીધી જવાબદારી વર્તમાન કેળવણીની પદ્ધતિ ઉપર છે, છતાં વસ્તુસ્થિતિ સંબંધી ના પાડી શકાય તેમ નથી. આવી શોચનીય સ્થિતિનું અવલોકન શ્રી. મહારાજા સાહેબ વધારે સુક્ષ્મપણે કરી શકયા છે અને તેમાં સુધારો કરવા માટે બીજાં રાજ્યો કરતાં વધારે પગલાં ભરેલાં છે. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમમાં શારીરિક તાલીમના ક્રમને સ્થાન આપેલું છે, એટલું જ નહિ પણ યુનીવરસીટી પોતાની યોજના અમલમાં મુકવાનો વિચાર કરે તે પહેલાં વડોદરા કૉલેજમાં ફરજીયાત શારીરિક શિક્ષણ દાખલ કરી એ દિશામાં પણ પહેલ કરી છે.

સામાજીક સુધારણા માટે શ્રી. મહારાજા સાહેબે જેટલું કર્યું છે, તેટલું ભાગ્યે કોઇએ એકલા હાથે કર્યું હશે. સમાજમાં ચાલી રહેલી અનેક કુરૂઢિઓ

અને હાનિકારક રિવાજોએ વર્તમાન યુગની સામાજીક પ્રગતિમાં મોટામાં મોટી હરકત કરેલી છે અને હજુ અત્યારે પણ રાષ્ટ્રિય પ્રગતિમાં નડે છે તે એજ. કેળવણીના બહોળા પ્રચારથી અજ્ઞાનતા દુર થઈ કુરૂઢિઓ અને ખોટા રિવાજો આપોઆપ દુર થશે; અને એ દૃષ્ટિબિંદુથી શ્રીમંતે ફરજીયાત કેળવણી દાખલ કરેલી છે. પરંતુ, તેનું એ પરિણામ આવતાં દશકાઓ વહી જાય. તેથી એ દિશામાં પ્રગતિને વેગ આપવા કાયદાઓની મદદની પણ ખાસ આવશ્યકતા છે, એવું દરેક સુધારક સ્વીકારે છે અને ઇચ્છે છે. શ્રીમંતે એ સ્થિતિ સુધારવા કેળવણીની ઉદાર યોજના કરવા ઉપરાંત કાયદાઓ કરેલા છે અને તેનું સારૂં પરિણામ પણ દેખાવા માંડયું છે. બાળલગ્નથી પ્રજાની શારીરિક, સામાજીક તેમજ નૈતિક અધોગતિ થવા છતાં અને એ વસ્તુસ્થિતિ સ્પષ્ટ જોવા અને પ્રત્યક્ષ અનુભવવા છતાં રૂઢિના બંધનમાં જકડાયલા સમાજને પોતાની મેળે સુધારો કરવા હિમ્મત ન હોતી. જુના વિચારના રૂઢિચુસ્ત લોકોને તેવા સુધારા માટે ઇચ્છા પણ ન હોતી. આ સ્થિતિ જોઈ શ્રીમંતે 'બાળલગ્ન પ્રતિબંધક નિબંધ' કરી અમલમાં મુકયો. દરેક સુધારાની પ્રવૃતિની સામે શરૂઆતમાં વિરોધ કરવો તે જનસ્વભાવની નબળાઇનું એક લક્ષણ છે. તે અનુસાર બાળલગ્નના કાયદાના ગમે તેવા શુભ હેતુ છતાં તેની સામે પણ કેટલાકે વિરોધ કરેલો અને ઘણાએ સહકાર કરવાની અનિચ્છા બનાવેલી. પરંતુ, શ્રીમંતે એક સાચા સુધારકને છાજે તેવી શાંતિ, અને નિશ્ચયપૂર્વક પોતાના શુભ ઉદ્દેશને દૃષ્ટિ સમીપ રાખી એ કાયદાનો અમલ ચાલુ રાખતાં, તેના ફાયદા જેમ જેમ દેખાતા ગયા તેમ તેમ વિરોધનો સૂર ઓછો થતો ગયો, અને પચ્ચીસ વર્ષમાં લોકોના માનસમાં એટલું પરિવર્તન થયું કે એ કાયદાને પ્રજાનો મોટો વર્ગ આશીર્વાદ સમાન માની તેની સફળતા માટે શ્રી. સરકાર સાથે સહકાર કરતો થયો; એટલે સુધી કે એ કાયદો વધારે સખત કરવા સુશિક્ષિત લોકનેતાઓ તરફથી જ માગણી થતી સંભળાઈ. આ પ્રમાણે કાયદાની સફળતા જોઈ, શ્રીમંતે આઠ વર્ષની અંદરનાં લગ્ન ગેરકાયદેસર ઠરાવવા કાયદામાં સુધારો કરી બાળલગ્નની બદી નાબુદ કરવા એક પગલું આગળ ભર્યું છે. શ્રીમંતના આ ફત્તેહમંદ પ્રયોગ અને તેના સારા પરિણામથી ઉત્તેજીત થઈ પચ્ચીસ વર્ષ પછી બ્રિટિશ હિન્દમાં પણ બાળલગ્ન પ્રતિબંધક માટે 'શારદા એકટ'ના નામથી જાણીતો થયેલો કાયદો પસાર થયો છે. શ્રીમંતે જો પોતાના રાજ્યમાં આવો કાયદો નહિ કર્યો હતા, તો હજુ પચ્ચાસ વર્ષે પણ હિન્દુસ્થાનમાં એ સુધારો થાત કે નહિ, એ પ્રશ્ન છે! એટલે બાળલગ્ન જેવી ભયંકર હાનિકારક સામાજીક બદી દુર કરવાની આવશ્યકતા જોઈ, તે માટે પ્રથમ પગલાં લેવાનો યશ શ્રીમંતને જ છે.

સામાજીક સુધારણાના અનેક વિષયોમાં સૌથી વધારે ગુંચવણ ભર્યો અને ગંભીર વિષય અસ્પૃશ્યતા નિવારણ અને દલિતોદ્ધારનો છે. સાચી યા ખોટી રીતે

પણ એ પ્રશ્નમાં કંઇક ધાર્મિક લાગણીનો અંશ પ્રવેશેલો હોઇ તેના નિરાકરણનું કાર્ય વધારે નાજુક અને જોખમદારી ભરેલું થઈ પડયું છે. બ્રિટિશ હિન્દમાં હાલ સમવાય તંત્રની–ફેડરેશનની પ્રવૃતિ શરૂ થતાં અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્ને વધારે ગંભીર ચર્ચાનું રૂપ ધારણ કરેલું છે, અને એ પ્રશ્ન આખા દેશનો પ્રશ્ન થઈ પડયો છે. હિન્દના મહાન દેશભક્ત નેતા મહાત્મા ગાંધીજીએ યરોડા જેલમાં બેઠાંબેઠાં પણ એ પ્રશ્ન હાથ ધર્યો છે; એટલી હદ સુધી કે એને પોતાના જીવ સટોસટનો પ્રશ્ન બનાવ્યો છે. બ્રિટિશ હિન્દમાં આજે દલીતોદ્ધારની જે ચળવળ હજી શરૂ થાય છે, તેની શરૂઆત શ્રીમંત મહારાજા સાહેબે પચાસ વર્ષ પૂર્વેજ કરેલી પોતાની હમેશની પ્રથા પ્રમાણે ઓછામાં ઓછા લોકવિરોધની પદ્ધત્તિએ અંત્યજોદ્ધારની રચનાત્મક પ્રવૃત્તિ શરૂ કરી, અત્યંજો માટે કેળવણીનાં સાધન–શાળાઓ, વિદ્યાર્થીગૃહો, વેતનવૃત્તિઓ વગેરેની ઉદાર યોજનાઓ કરી છે. સરકારી શાળાઓ, કચેરીઓ, દવાખાનાં, પંચાયતો અને ધારાસભા વગેરે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ દ્વારા અત્યંજોને માટે ખુલ્લાં મુકી શહેરી તરીકેના હકકો સમાનતાના ધોરણે આપેલા છે. હિન્દમાં અસ્પૃશ્યતા નિવારણની આવશ્યકતા વર્તમાન સમયમાં પ્રથમ જોનાર અને સમાજને બતાવનાર રાજા રામમોહનરાય, કેશવ ચંદ્રસેન, અને મહર્ષિ દયાનંદજી હતા. પણ પછાત કોમો તથા અસ્પૃશ્ય ગણાતા વર્ગોને કેળવણી અને સમાન શહરી હક્કો આપી એ દિશામાં પ્રથમ યુગસૃષ્ટા થવાનું માન તો શ્રી. મહારાજા સાહેબેને જ છે. શ્રીમંતની ફતેહમંદ પ્રવૃતિઓના દૃષ્ટાંતથી ઉત્તેજીત થઇને એ પગલે મ. ગાંધીજી વગેરે હિન્દના રાષ્ટ્રિય લોક નેતાઓ પ્રવૃતિ ચલાવી રહ્યા છે.

હિન્દમાં સમાજ સુધારાના બહોળા કાર્યક્રમમાં સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો પ્રશ્ન પણ મહત્વનો અને કંઇક દુર્ઘટ છે. એ પ્રશ્નનું નિરાકરણ કરવા શ્રીમંતે ખાસ લક્ષ આપી, બેવડી રીતે પ્રયત્ન કર્યો છે. પ્રાથમિક કેળવણીના ફરજીયાત પ્રચારથી સ્ત્રીઓની નિરક્ષરતા દુર કરવાની શરૂઆત હિંન્દમાં શ્રીમંતે જ પ્રથમ કરેલી છે. અને એટલેથી જ સંતોષ નહિ માનતાં, એ શુભ ઉદ્દેશની પૂર્ણ સફળતા માટે બીજી દિશાએથી સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનાં પગલાં લેવાની પણ શરૂઆત કરી છે. લગ્ન એ ધર્મ સંસ્કાર બંધન છે, એથી એ સંબંધ અભેદય છે, એ સૂત્ર ગમે તેવું ઉચ્ચાશયી છતાં તેનો અમલ માત્ર સ્ત્રીઓનેજ લાગુ કરીને સ્ત્રીઓને હિન્દુ સમાજે, ખાસ કરીને ઉચ્ચવર્ણના હિન્દુસમાજે ઘણો અન્યાય કરેલો છે. એ અન્યાય દુર કરી લગ્ન વિચ્છેદની છુટ સ્ત્રીઓને પણ આપવા શ્રીમંતે કાયદો કરેલો છે, અને એ પગલે ચાલી બ્રિટિશ હિન્દમાં પણ એવો કાયદો કરવાની હીલચાલ ચાલી રહી છે. વડોદરા રાજ્યમાં સ્ત્રીઓને શહેરી તરીકેના • સમાન હક્કો ઉપરાંત પ્રચલિત હિન્દુ કાયદામાં સુધારો કરી વારસા અને મીલકત સંબંધી હકકો સ્ત્રીઓને આપવાનો કાયદો કરવાની હીલચાલ ચાલે છે. એ કાયદાનો મસુદો ધારા

સભાએ હમણાંજ પસાર કરેલો છે અને થોડા વખતમાં શ્રી. હજુર તરફથી બહાલી મળતાં તેનો અમલ થઈ આ રાજ્યની સ્ત્રીઓ અને સમાજ શ્રીમંતને આશીર્વાદ આપશે. સ્ત્રીઓની ઉન્નતિ અને સુધારણાના પ્રશ્નમાં પણ શ્રીમંતનુ નામ યુગદૃષ્ટા અને સૃષ્ટા તરીકે હિન્દના ભાવિ ઇતિહાસમાં અમર રહેશે.

ધર્મના વિષયમાં પણ સુધારાનું ક્ષેત્ર શ્રીમંતે વણખેડયું રાખેલું નથી. પ્રાચીન સંસ્કૃતિ, ધર્મ અને તત્વજ્ઞાનના શ્રીમંત સાચા ઉપાસક અને પૂજક છે. એ પવિત્ર ક્ષેત્રમાં પેસી ગયેલાં અપવિત્ર તત્વોની વિશુદ્ધિ માટે પણ શ્રીમંતે લક્ષ આપેલું છે અને બનતો પ્રયત્ન કરેલો છે. દરેક ધાર્મિક ક્રિયાઓ યથાર્થ રીતે કરવામાં આવે અને ધર્મનું ચાલુ સ્વરૂપ જળવાઈ રહે તે માટે પુરોહિતોને સુધારવાના સ્તુત્ય ઉદ્દેશથી 'પુરોહિત નિબંધ' કરેલો છે, અને તે માટે લાયકાતનું સાધન સુલભ કરવા સંસ્કૃત વિદ્યાલય ( રાજકીય પાઠ શાળા ) સ્થાપી છે. લગ્ન-સંસ્કારની વિધિઓનું અને સૂત્રોનું રહસ્ય લોકો સમજી શકે તે માટે એનું ગુજરાતી, મરાઠી અને હિન્દી ભાષાઓમાં ભાષાંતર કરાવી પ્રસિદ્ધ કર્યું છે. પ્રાચીન સંસ્કૃતિ, પ્રાચીન તત્વજ્ઞાન અને ધર્મના વિશુદ્ધીકરણ માટે પણ શ્રીમંતે જે પગલાંઓ લીધાં છે તે આદરણીય છે. એ કાર્ય પણ યુગ સૃષ્ટાથીજ થઈ શકે.

રાજકીય વિષયમાં પ્રજા સ્વાશ્રયી થાય અને રાજકારભારમાં સાથ આપી રાજા-પ્રજાના સહકારથી રાજ્યતંત્ર ચાલે એ શ્રીમંતના સુધારાઓનું મુખ્ય દૃષ્ટિ-બિંદુ છે. શ્રીમંતે કરેલા રાજકીય સુધારાઓમાં સ્થાનિક સ્વરાજ્યની બક્ષિસ પ્રજા-કીય પ્રગતિની દૃષ્ટિએ વધારે ધ્યાન ખેંચે તેવી છે. જો કે એ દિશામાં પ્રથમ શરૂઆત બ્રિટિશ હિન્દમાં લૉર્ડ રિપને કરેલી હતી; પરંતુ તેમાં સ્થાનિક સ્વરા-જ્યના પાયારૂપ ગણાતી ગ્રામપંચાયતોને સ્થાન ન હોતું. એટલે એ યોજના અપૂર્ણ હતી; અને હજુ સુધી રહેલી છે. યુગદૃષ્ટા શ્રી. સયાજીરાવની તીવ્ર દૃષ્ટિએ આ ખામી જોઈ લીધી અને પોતાના રાજ્યમાં 'ગ્રામ પંચાયત'ની પ્રાચીન પદ્ધતિ પુનઃ સજીવન કરી, ગ્રામ્ય જનતાના પુનરૂદ્ધાર માટે સ્વરાજ્યની પૂર્ણ યોજના કરી છે. વડોદરા રાજ્યનું અનુકરણ કરી બ્રિટિશ હિન્દમાં ગામ પંચાયતો સ્થાપી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાનો પાયો મજબુત કરવાની હીલચાલ છેક હમણાં શરૂ થઈ છે.

હિન્દની રાષ્ટ્રિય પ્રગતિ માટે સંયુક્ત હિન્દ અર્થાત્ ફેડરેશનની આવશ્યકતા છે, અને તે અશક્ય નથી એવી કલ્પનાના પ્રથમ સ્વપ્ન દ્રષ્ટાઓમાં શ્રી. સયાજી રાવ પણ એક હતા. તેઓનું એ લાંબા વખતનું સેવેલું સ્વપ્ન છેવટે સાક્ષાત્કાર થવાનો પ્રસંગ હાલમાં ઉપસ્થિત થયેલો હોઇ. દ્રષ્ટિ સમીપ દેખાય છે. આ મહાન ઐતિ-હાસિક કાર્યમાં શ્રીમંતનો અગ્ર હિસ્સો છે એ સુવિદિત છે. હિન્દના નવા સ્વરાજ્ય યુગના દ્રષ્ટા અને સૃષ્ટાઓમાં પણ શ્રી. સયાજીરાવનું નામ અગ્રસ્થાને રહેશે.

શ્રીમંત સયાજીરાવે અનેક દેશી અને અનેક ક્ષેત્રમાં કરેલા વિવિધ સુધારા-ઓનું રેખાદર્શન કરાવવાનું કાર્ય આવા મર્યાદિત સ્થળે શક્ય નથી. ટુંકામાં ટુંકું વિવેચન કરતાં પણ ગ્રંથના તંત્રી મહાશયે નિર્મિત કરેલી હદ ઓળંગી જવાનો ભય રહે છે. તેથી સંક્ષિપ્તમાં એટલુંજ કહેવું બસ થશે કે શ્રી. મહારાજા સાહેબે પ્રજાકલ્યાણની જે અનેક યોજનાઓ કરેલી છે અને જે અનેક સુધારાઓ કરેલા છે, તે ઘણી દીર્ઘદ્રષ્ટિથી અને સારાસાર વિચારપૂર્વક કરેલા છે. ભૂતકાળના અનુભવો અને ડહાપણની ઉપેક્ષા નહિ કરતાં, પ્રાચીન સંસ્કૃતિનાં સારાં અને શ્રેયસ્કર તત્વોને જાળવી રાખી, વર્તમાન પરિસ્થિતિનું તુલનાત્મક દૃષ્ટિથી અને સ્વતંત્ર બુદ્ધિથી નિરીક્ષણ કરી, ભવિષ્ય માટે પ્રગતિનો સાચો અને શ્રેયસ્કર માર્ગ નિશ્ચિત કરી સુધારા કરેલા છે. કોઈપણ સુધારામાં વધુ પડતો ઉત્સાહ કે અણઘટતી ઉતાવળ બતાવી નથી, પરિણામ માટે અધીરાઈ દાખવી નથી. દરેક સુધારાનાં પગલાં શાંતિથી, ધીરજથી, નિશ્ચયપૂર્વક દૃઢતાથી અને લોક લાગણી ઉશ્કેરાઈ જઈ વિપરીત પરિણામ ન આવે એવી સંભાળ, કુનેહ અને સાવચેતી પૂર્વક લીધેલાં છે. એક શબ્દમાં કહીયે તો તેઓ રચનાત્મક સુધારક છે. સત્ય એ તેમનું ધ્યેય, હિંમત એ તેમનું સાધન, અને વિવેક એ તેમની પ્રણાલિકા છે. એ ત્રિગુણાત્મક સદ્‌ગુણ તેમની કાર્યસિદ્ધિ અને સફળતાની ચાવી છે. તેમની અત્યંત લોકપ્રિયતાનું અને આદર્શ રાજકર્ત્તા તરીકેની યશસ્વી ખ્યાતિનું ગૂઢ રહસ્ય પણ એ જ છે.

પચ્ચાસ વર્ષે પૂર્વેનું જુનું વડોદરા જુઓ, અને આજનું નવું વડોદરા જુઓ; તો એ મહાન રાજવીની અસાધારણ શક્તિનું માપ જણાઇ આવે છે. એ શકિતનું માપ જાણનારાઓના હૃદયમાંથી સ્વાભાવિક રીતે સહજ ઉદ્‌ગાર નીકળી આવે છે કેઃ 'વર્તમાન વડોદરાના વિધાયક શ્રીમંત સયાજીરાવ'! ધન્ય છે એ શીલસુક, સુધારક અને સ્મૃતિકાર રાજવીને! જુઓ એ રાજકર્તાનાં મહદ્ વિચારો, મહાન કાર્યો અને યશસ્વી પરિણામો; અને કહો કે એ નરરત્નને એ રાજર્ષિને 'યુગદ્રષ્ટા' અને 'યુગસૃષ્ટા'ના નામથી સંબોધવામાં કંઇપણ અતિશયોક્તિ છે?

---

# વર્તમાન વડોદરાના વિધાતા

## શ્રી. સયાજીરાવ ગાયકવાડ.



[ લેખકઃ—રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, એમ. એ.;
એલએલ. બી; પ્રાચ્યવિદ્યા મંદિર, વડોદરા. ]

જૂના બાબીઓના વખતના વડોદરાનો વિસ્તાર, કિલ્લાના ચાર દરવાજાની અંદર જ હતો એમ ઇતિહાસ ઉપરથી જાણી શકાય છે. તેની બહાર છૂટાં છૂટાં ખેતરો, વાડીઓ, કૂવા, મંદિર અને મસ્જિદ વેરાયલાં પડ્યાં હતાં.

સને ૧૭૩૪ માં શેરખાન બાબી પાસેથી વડોદરા, ગાયકવાડના કબજામાં આવ્યા પછી, તેમના રાજવંશની એ રાજધાની થઈ; અને ત્યારથી વડોદરાનું મહત્ત્વ ગુજરાતમાં વધ્યું. કિલ્લાની આજુ બાજુ નવાં નવાં પરાં વસતાં ગયાં; અને એ રીતે વડોદરાનો વિસ્તાર થતો ચાલ્યો.

ખાસ કરીને દરવાજાની બહાર નજીકમાં વસ્તી વધતી ગઈ. એ પરાંમાંનાં ફત્તેહપુરા, આનંદપુરા, અને શિયાપુરા–વડોદરાના રાજકર્તા ફત્તેહસિંહરાવ ગાય-ગાયકવાડ ( ૧૭૭૧–૧૮ ), આનંદરાવ ગાયકવાડ ( ૧૮૦૦–૧૮૧૯ ), અને સિયાજીરાવ ગાયકવાડ બીજા ( ૧૮૧૯–૪૭ ) એમનાં નામ ઉપરથી વસાવેલાં જણાય છે.

અને રાવપુરા તથા બાબાજીપુરા–ગુજરાતના મંત્રીબંધુઓ વસ્તુપાલ તેજઃપાલનું સ્મરણ કરાવનાર વડોદરાના પ્રસિદ્ધ દીવાનભાઇઓ રાવજી આપાજી તથા બાબાજી આપાજી [ ગોવિંદરા ગાયકવાડ ( ૧૭૪૩–૧૮૦૦ ) તથા આનંદરાવ ગાયકવાડ ( ૧૮૦૦–૧૯ ) ના સમયમાં વિદ્યમાન ] નાં નામ ઉપરથી વસેલાં છે. ઈ. સ. ૧૮૪૭ માં રચાયલા ‘ વડોદરાના ગરબા ’ માં બાર પરાંનો ઉલ્લેખ છે. એ બાર પરાં કયાં તે માટે ચોક્કસ હકીકત મળી આવતી નથી. છતાં ઉપરનાં પાંચ ઉપરાંત બરાનપુરા, યાકુતપુરા, કાલુપુરા, નિઝામપુરા, રામપુરા અને બીજાં બે મળીને મુખ્ય બાર પરાંનાં નામનો મેળ બેસી શકે છે.

“ Oriental Memoirs ” લખનાર અંગ્રેજ પ્રવાસી ફોર્બસ આજથી લગભગ દોઢસો વર્ષ પહેલાં પોતાની પ્રવાસનોંધમાં લખે છે કેઃ

“વડોદરામાં પરાંનો વિસ્તાર થવાં છતાં, દેખાવમાં તે સાધારણ અને ધૂળિયું લાગતું હતું. સુધરેલી ઢબના પાકા રસ્તાનું તો ત્યાં નામ ન હોતું. રેતી અને ધૂળનો તો ત્યાં પાર નહોતો. ગાડાંના ચીલા–રસ્તા હતા; તેમાં વર્ષના આઠ મહિના

ઊંડે સુધી ધૂળ અને ચૉમાસાના ચાર મહિના તે ચીલા પાણીમાં ડૂબી ગયેલા અથવા તો કાદવના ઊંડા કળણવાળા બની જતા હતા. અને તેથી આ રસ્તાને કેમ સુધારવા તે બાબત કોઇને સૂઝયું નહીં હોય એમ લાગતું હતું.

"જૂનું વડોદરા માટીનાં ખોરડાંવાળું અને ઢોર બાંધવાની કૉઢય જેવાં ઘરોવાળું, અસ્વચ્છ, ગંદુ અને ઉજાળામ વગરનું દેખાતું હતું. છેટે છેટે સરદારો અને દરકદારોના, મોટાં ખંડેર જેવા વાડા, તથા નાની મોટી પાયગાઓ આવી રહી હતી.

"આજના શહેરના સરિયામ રસ્તાને ઠેકાણે બધે સાંકડી ગલીઓ હતી. વળી એમાંની કેટલીકને બીજે છેડે તો નિકળાય તેમ પણ નહોતું: તેથી એવી આંધળી ગલીઓનો સુમાર નહોતો. આ ગલીઓ ઊનાળામાં ધૂળવાળી, ચૉમાસામાં કાદવવાળી અને બારે માસ ગંધાતી અને ગંદી રહેતી હતી. ×

"વરસાદનું પાણી વહી જવા માટે શહેરમાં કાંઇપણ વ્યવસ્થા ન હોતી; તેમ ઊડતી ધૂળ દાબવા માટે પાણી છંટાવવાનું પણ ઠેકાણું નહોતું. શહેરના લોકોને પીવાનું પાણી પૂરું પાડવા માટે નળની સગવડ ન હોતી; ગટરદ્વારા ખાળ કુંડી તથા નીકોના પાણીનો નિકાલ થતો નહોતો. એટલે શેરીએ શેરીએ ગંદા પાણીની નદીઓ વહેતી હતી.

"જાહેર બાગબગીચા તથા રમતગમતનાં ખુલ્લાં મેદાનો નહોતાં. રાતે દીવાબત્તીની જોગવાઈ ભાગ્યે થતી હતી. આમ જ્યારે જીવનની મુખ્ય જરૂરિયાતોનાં જ ફાંફાં હતાં ત્યારે પુસ્તકાલયો કે અજાયબ-ઘર જેવી જ્ઞાન વિસ્તારવાની સગવડોની તો વાત જ શી કરવી?"

વર્તમાન વડોદરામાં વસતા શહેરીને, હાલની સાધારણ અને સ્વાભાવિક જેવી બની ગયેલી સુખસગવડોની ટેવ પડી જવાથી એને એમાં કશું નવાઇ જેવું ન લાગે તે સમજાય તેમ છે: પણ જ્યારે જૂના વડોદરાનું ચિત્ર આંખ આગળ ખડું થાય છે ત્યારે 'આ નવું વડોદરા જૂના ઉપરથી નવું થયું છે કે કોઇ નવું જ શહેર નિર્માણ થયું છે?'—એવો તેને સહજ પ્રશ્ન ઊભો થાય તેમ છે.

---

× સરખાવો: વડોદરા વિશે બ્રીગઝની નોંધ:

"At once unrivalled for wealth and filthiness no city needs so badly the process of demephitization; and strange for a Maharata regime, swine are the only scavangers employed by the State, and the scene is rendered more obnoxious from the presence of these animals in every stage of exeremated wretchedness."

Briggs' "Cities of Gujarashtra" (1849), p. 364.

**રિપ વૅન વિન્કલની** વાતમાં બને છે તેમ પોતાના નાના ગામમાં પચાસ વર્ષ પછી પગ મૂકનાર એ વૃદ્ધ માણસને પોતાનું ગામ બદલાઈ ગયેલું જણાય છે–તેવું આજથી લગભગ પચાસ કે પોણોસો વર્ષ ઉપરનું જૂનું વડોદરા જોનાર આજનું નવું વડોદરા જોવા આવે તો તેને આશ્ચર્યમાં આંખો ચોળતો આપણે જરૂર કલ્પી શકિયે છિયે.

શ્રીકૃષ્ણની કૃપાથી દરિદ્રીમિત્ર સુદામાને જ્યારે પોતાની "તૂટી સરખી ઝૂંપડી" ઊડી ગયેલી જણાય છે, અને તે ઠેકાણે સાત સાત માળનાં "ધામ કોઈ ધનવંતનાં" દેખાય છે જ્યારે સુદામા સંશયમાં પડે છે અને હોઠે આંગળી મૂકી દૂરથી વિચારે છે કે:

"શકે ઠામ ભૂલ્યો, પણ ગ્રામ નિશ્ચેઃ આ ધામ કોઈ ધનવંતનાં" (પ્રેમાનંદ) તેમ આજના વડોદરા માટે થયું છે એમ કહેવામાં અત્યુક્તિ નથી.

વર્તમાન વડોદરાના વિધાતા શ્રી સયાજીરાવનો નગરરચનાનો તથા શિલ્પ-કલાનો પ્રેમ અનેક સુંદર મહાલયોના મૂક પથ્થરદ્વારા લોકો જોઈ શકે છે. વર્તમાન વડોદરામાં શું શું નવું છે તે ગણાવવા કરતાં પહેલાં ત્યાં શું શું નહોતું અને જે હતું તે કેવું હતું તે જ અહીં સૂચવવું ઠીક લાગે છે.

સને ૧૮૮૭ માં કવિ નર્મદાશંકરે "ગુજરાત સર્વસંગ્રહ" રૂપે બોમ્બે ગેઝેટિયરોનું દોહન કર્યું છે: તેમાં વડોદરા શહેરનો પરિચય આપ્યો છે તે જાણવા જેવો છે:

"શહેરનો વિસ્તાર પાંચ ચોરસ માઇલ છેઃ વસ્તી લાખેક માણસની છે. વિશ્વામિત્રી નદીના પૂર્વ કિનારા ઉપર તે આવેલું છે. એ નદી ઉપર મોટો પથ્થરનો પૂલ બાંધેલો છે. તે ઉપર થઇ શહેરમાં જવાય છે. પૂલની ડાબી તેમ જ જમણી બાજુ ઉપર દેવાલયો ઘણાં છે. ડાબી બાજુ ઉપર પહેલાંના ગાયકવાડોના સ્મરણાર્થે બાંધેલાં તે, ને જમણી બાજુએ યવતેશ્વરનું સીતારામ દિવાનનું બાંધેલું તે છે.

"વળી નદી ઉપર ત્રણ ઘાટ બાંધેલા છે. પૂલની દક્ષિણે ગાયકવાડ સરકારનો ચિમણબાગ, રેડબાગ, કાઠિયાવાડ સાહેબનો બાગ, મીર સાહેબનો બાગ, નવલખી વાવ, મોતીબાગ, મસક ( મસ્તુ ? ) બાગ, વિશ્રામબાગ, હીરાબાગ અને કેવડાબાગ, એ બાગો શહેરને શોભા આપે છે.

"વિશ્વામિત્રી તથા ચિમણબાગની વચમાં નવી બંધાયલી જેલ આવી રહી છે. તેની સામે જ નદીની પેલીમેર એટલે સ્ટેશન તથા કાંપની વચમાં વડોદરા કૉલેજનું ઘુમટવાળું સુંદર મકાન આંખને ખેંચે છે. મોતીબાગની પાછળ સ્ટેશન તરફની બાજુએ લક્ષ્મીવિલાસ રાજમહેલ આવી રહ્યો છે.

"ખુદ શહેરનો ભાગ એટલે જેટલો ભાગ કોટની અંદરનો છે તે વિશ્વામિત્રી ઉપરના પૂલથી આશરે દોઢેક મૈલ દૂર છે. પૂલથી શહેર સુધી બાંધેલી સડક છે તેની

બન્ને બાજુએ દુકાનોની હાર તથા મોટાં મોટાં મકાનો છે; અને એ ભાગ ડાબી તરફનો તે રાવપુરા, ને જમણી તરફનો તે અનન્ત (આનંદી) પુરા કહેવાય છે.

"રાવપુરામાં મોટાં મોટાં મકાનોમાં આટલાં છેઃ શ્રીમંત સરકાર ગણપતરાવ ગાયકવાડની બંધાવેલી ઇસ્પિતાળ, ઉદય નારાયણનું મંદિર, એક પાણપોઇ(?) ગંગાધર શાસ્ત્રીનું ઘર ને જૂની કોઠી. (એ ઘણું કરીને અસલના હિંદુ શહેરનો મૂળ ભાગ હશે.)*

"જૂની કોઠીથી થોડેક દૂર જૂની પાગા, ખાસ પાગા, કાઠિયાવાડી પાગા ને રસાલો છે. જૂની કોઠી આગળથી લહેરીપુરાના દરવાજા આગળ આવતાં વડોદરાના નવા બંને મહેલ, સૂર્યનારાયણનું મંદિર, ઘી કાંટો ને બહેચરાજીનું મંદિર

---

* કર્કરાજ બીજાનાં Baroda plates ને નામે ઓળખાતાં દાનપત્રો (શકે ૭૩૪ સંવત ૮૬૯) માં જામ્બુવાપિકા (જાંબુવાડા)ની પૂર્વમાં, અંકોટક (અકોટા અથવા આંકડિયા?)ની પશ્ચિમે, અને વાઘચ્છા (વાઘોડિયા)ની ઉત્તરે વટપદ્રનો ઉલ્લેખ છે. પરંતુ આ વટપદ્ર-ગ્રામની ઉપજનું દાન એક બ્રાહ્મણને કરેલું હતું. તેથી એ 'ગ્રામ' નવમા શતકમાં ખૂબ મહત્ત્વનું નહીં હોય એમ અનુમાન કરવાનું મન થાય છે.

પછીનાં ત્રણ શતકમાં વટપદ્રગ્રામ 'વટપદ્રપુર' બન્યું હોય એમ મેરૂતુંગના 'પ્રબંધ ચિંતામણિ' ઉપરથી જણાય છે. સિદ્ધરાજથી નાસતો ફરતો કુમારપાળ ખંભાતથી ભરૂચ તરફ નાસી જતાં વટપદ્રપુરમાં થોડો વખત થોભ્યો હતો એવું વર્ણન મળી આવે છે.

તેરમા શતકમાં વટપદ્રપુર વ્યાપારના સ્થાન તરીકે પ્રસિદ્ધિમાં આવ્યું જણાય છે; અને ત્યાંના વ્યાપારી મહાજને કુમારપાળના સમયમાં પાટણના સૂર્યમંદિરનું બધું ખર્ચ આપ્યું હતું એમ ઉલ્લેખ છેઃ છતાં આ 'પુર' અણહિલ્લપટ્ટન, ધવલ્લક, અને સ્તમ્ભતીર્થ જેટલું પ્રખ્યાત નહીં હોય; કારણ કે ગિરનારના સં. ૧૨૭૮ ના લેખમાં વટપદ્રપુરનો ઉલ્લેખ નથી.

વડોદરાના બીજા ઉલ્લેખોમાં ગણાવિયે તો 'સુરત ફેક્ટરી'નાં દફતર (ઈ. સ. ૧૬૨૫) માં ભરૂચ, વડોદરા તથા નવસારીનું 'બાફ્તા' જાતનું કાપડ ખાસ મોટા જથામાં તૈયાર થતું હતું એમ જણાવ્યું છે.

મૅન્ડેલસૉના પ્રવાસવર્ણનમાં મધ્યગુજરાતમાં વડોદરા અને રાજુપુરા એ બન્ને નજીક નજીકનાં ગામમાં કાપડવણાટનો હુન્નર સારા પ્રમાણમાં થતો હતો; અને વણકર, રંગારા અને કાંતનારા કારીગરોની મોટી વસ્તી ત્યાં હતી એમ લખેલું છે.

એ મકાનો આવે છે, વળી ધીકાંટેથી નીકળી પીપળ દરવાજે ને લીમડા ચૉક છોડી, ઘોરપડેના ઘર તથા લાડખાના મંદિર ઉપર થઇને સુરસાગર તળાવ આગળ જવાય છે.

"લહેરીપુરાના દરવાજા આગળથી પેંશી આગળ જતાં સુલતાનપુર, નરસિંગજીની પોળ, હરિભક્તિની પોળ મુકી ઘડિયાલ આગળ આવી પહોંચિયે છિયે. ત્યાં ડાબી બાજુએ ચાંપાનેરનો દરવાજો ને તેની પેલીમેર ફત્તેહપુરા છે. એ રસ્તાની બંને બાજુએ મોટાં ભવ્ય મકાનો છે. ગાયકવાડ સરકારનો મહેલ ને તેની પેલીમેર નઝરબાગ છે. ચાંપાનેરના દરવાજાની સામેની બાજુએ ગેંડીને દરવાજે જવાનો રસ્તો છે; ને તે રસ્તે થઇને મકરપુરે જવાય છે."

આજથી પચાસ વર્ષ પહેલાંનું વડોદરાનું વર્ણન ઉપરની હકીકતમાંથી જાણવાને મળે છે. પરંતુ લગભગ પોણોસો વર્ષ ઉપરાંતનું વડોદરાનું વર્ણન એક અજ્ઞાત કવિએ રચ્યું છે તે, વડોદરા શહેરના ઇતિહાસની દૃષ્ટિએ ખૂબ મહત્ત્વનું અને કીંમતી છે. તેના વર્ણનનો ક્રમ પણ ખાસ ધ્યાન ખેંચે છે.

વડોદરાના લોકપ્રિય તથા પ્રવાસના શોખીન મહારાજા ગણપતરાવ ગાયકવાડ ( રાજ્યકાળ ઈ. સ. ૧૮૪૭-૫૬ ) ના ગાદીએ આવ્યા પછી બે જ વર્ષમાં રચાયલો ગરબો, તે સમયના વડોદરાના વિસ્તારનો આબેહૂબ ખ્યાલ આપે છે. આ સમયમાં રાજ્યમાં કેટલાક સુધારા દાખલ કરવાની શરૂઆત થઈ ચૂકી હતી.*

રાજ્યમાં પહેલ વહેલી રેલ્વે દાખલ થયાનો મંગલ પ્રારંભ પણ આ જ અરસામાં થયો હતો; અને બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેમાં 'વડોદરા' ( બરોડા )નું નામ જોડાવાનો ઐતિહાસિક પ્રસંગ આ જ વખતે બન્યો હતો. તેમ થવાથી, 'બરોડા'નું નામ આખા હિન્દમાં એક રીતે જાણીતું થવા પામ્યું હતું.

રેલ્વે નાંખવાના પગરણથી માંડીને અત્યાર સુધીનાં પોણોસો વર્ષમાં, તે વખતના વડોદરા શહેરમાં નહીં કલ્પેલો એવો ફેરફાર થવા પામ્યો છે. તે વખતના જૂના શહેરને જ્યારે 'રૂપે રંગીલું' અને 'અજબ શહર ગુલઝાર'–એવું લોકકવિઓ કહેતા હતા ત્યારે આજના વડોદરાને કેવા નામથી એ લોકો ઓળખાવત તે એક મધુર કલ્પનાનો વિષય છે.

---

* જુઓ Briggs' "Cities of Gujarashtra" (1849) p. 388 :

"The foundation of Schools, the introduction of legitimate and liberal arts, models, of machinery, the *extension and metalling of roads*, and other purposes—happily occupy his (Shrimant Ganpat Rao Gaikwad's) benevolence."

રાજ્યનાં સરકારી ભવ્ય મકાનો, તથા નવા રાજમહેલોની રોનક, પ્રમાણમાં વસ્તીની આબાદી, શહેરના ક્ષેત્રફળનો અને પરાંનો વિસ્તાર, ' સિટિ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ ' તથા ' ટાઉન પ્લૅનીંગ 'ની શહેરસુધારણાની યોજનાના ફળરૂપ છુટ્ટી પૉળ તથા શેરીઓ વગેરે હકીકતોઃ જે આજના ઇતિહાસની વાત છે તે અહીં નીચે આપેલા ' પ્રાચીન વડોદરાના ગરબા 'માં આવતા, ઘણે ભાગે ચાર દરવાજાની અંદરના, શહેરના વર્ણનને મુકાબલે-તે શહેરનું નવેસર નિર્માણ કરનાર રાજવીને સગર્વ ઊંચું જોવરાવી શકે તેમ છે.

આપણા શ્રીમંત સયાજીરાવ મહારાજ ( ત્રીજા ) ને કોઈ " Maker of Modern Baroda " કહીને ઓળખાવે તો તેનાં સંપૂર્ણ યથાર્થતા છે એમ સૌ કોઇને લાગ્યા વગર નહીં રહે. જિજ્ઞાસુઓ માટે પ્રસ્તુત પ્રાચીન વડોદરાનો ગરબો ટિપ્પણસહિત આ સાથે પરિશિષ્ટરૂપે જોડ્યો છે.



# પરિશિષ્ટ

## પ્રાચીન વડોદરાનો ગરબો.

('અલબેલી રે અંબે માત, જોવાને જઈયે–'નો ઢાળ)

ધન્ય ધન્ય રે વડોદરૂં શહેર, રૂપે રંગીલું–ટેક૦
રૂપે રંગે છેલ છબીલું, અલબેલું અપાર રે:
વડોદરાનું વર્ણન કરિયે, સુણજો નર ને નાર–રૂપે રંગીલું. ૧
બાર પરાંની વસ્તી ભારે, શોભાનો નહીં પાર રે:
વર્ણવતામાં વર્ષ જ વીતે, પરાં બહાર બજાર–રૂપે રંગીલું. ૨
યાકુતપુર, અડાણિયું ને કાલુપુરામાં ગૌખાનું રે:
[1]ફોગટિયા બહુ ફત્તેહપુરામાં, દેવાળિયાનું ઠેકાણું–રૂપે રંગીલું. ૩
સરસિયાની પાળ ઉપર, જેઠીનો અખાડો રે:
અષ્ટભુજા અલબેલી ઊભાં, પાછળ ગોસાંઇવાડો–રૂપે રંગીલું. ૪
સરસનાથ છે સ્હામી પાળે, વાયડાવાડી ત્યાંય રે:
અજબ તલાવની પાળે થઇને, ચાલ્યા અગડમાં જાય–રૂપે રંગીલું. ૫
લાલ દરવાજે બંબાખાનું, [2]વાંદરિયો બુરજ રે:
મિયાં મહમદની વાડી જાણે ઝળકી રહ્યો સૂરજ–રૂપે રંગીલું. ૬
હાથિયા ખાડને દરવાજે, કાંઈ હઠીલો હનુમાન રે:
રામ તલાવની પાળ ઉપર રામેશ્વર ભગવાન–રૂપે રંગીલું. ૭

---

[ અહીં આપેલી નોંધોનો આધાર રા. જગજીવનદાસ મોદીનો "વડોદરાનો વૈભવ" તથા "બરોડા ગેઝેટીયર" ઉપર રાખ્યો છે. ]

૧ આ પરામાં વસ્તી વધારવા માટે એવો ધારો કરવામાં આવ્યો હતો કે એ પરામાં જઈને જે વસે તેના ઉપર લહેણદારનો દાવો ચાલે નહીં. આથી ઘણા દેવાદારો ત્યાં જઈને વસ્યા હતા એમ કહેવાય છે.

૨ ખરૂં નામ 'બહાદુર બુરજ' જોઇએ. કિલ્લેબંધીવાળાં ઘણાં શહેરમાં આવો એક બુરજ હોય છે. દાખલા તરીકે ભરુચમાં તે 'વાંદરા ભરૂચ' અથવા 'વાંદરા બુરજ' ના નામથી ઓળખાય છે.

અમદાવાદના સુલતાન મહમદ બેગડાએ વડોદરાનું નામ 'દોલતાબાદ' પાડયું હતું; તે પછી બાબી સરકારનું રાજ્ય થયું. તે અમલમાં ભદ્રનો કિલ્લો તથા માંડવી બંધાયાં એમ મનાય છે. ગાયકવાડે વડોદરૂં લીધા પછી મોટા સયાજીરાવે (ઈ. સ. ૧૭૬૮–૧૭૭૮) ચાર દરવાજા અને શહેરને ફરતો કોટ બંધાવ્યો હતો; તથા 'સરકાર હવેલી' પણ બંધાવી હતી.

